માદનકૃત પુસ્તક ૧ લું.

# પ્રમાણિક પઇસા મેળવવાની જુક્તિ.

(યુરોપ અને અમેરિકાના પઈસા સંબંધી ફતેહ અને આબાદીને લગતા

**કાયદાઓ.)**

(એડવર્ડ ઇ. બીલસના "ફાઇનાનશીયલ સકસેસ" ના પુસ્તકને આધારે પરવાનગીથી)

લખનાર:

**મીનોચ્હેર માનેકજી માદન.**

પ્રગટ કરનાર:

**માનેકજી. પી. માદન.**

એમપ્રેસ ચૉલ, નાગપુર.

૧૯૧૩

**કિંમત આના દસ.**

કર્તા અથવા પ્રગટ કર્તા પાસથી આ ચોપડી વેચાતી મળશે.

કર્તા અથવા પ્રગટકર્તા પાસથી આ ચોપડી વેચાતી મળશે.

---

આ પુસ્તક ધી જ. ન. પીતીત પારસી ઑરફનેજ કૅપતન પ્રિંટિંગ
વર્કસ, નં. ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઇમાં મેહેરજી બી.
મીઠાઇવાલાએ છાપ્યું છે. અને મી૦ માનેકજી. પી.
માદને એમપ્રેસ ચૉલ, નાગપુરમાં પ્રગટ કીધું છે.

---

કર્તા અથવા પ્રગટકર્તા પાસથી આ ચોપડી વેચાતી મળશે.

# દીબાચો.

"No one has a right to be contented; it is one absolutely fatal state."—Oppenheim.

અર્થ :- "કોઇને પણ સંતોષી થવાનો હક છેજ નહીં; તે એક પ્રાણઘાતિક હાલત છે"-ઓપેનહીમ

યુરોપ અને અમેરિકાની હાલની આબાદ હાલત જોઈ આપણ હિન્દના ગરીબ વતનીઓ નિસાસો નાંખ્યે છિયે. ખુદ આ હિન્દે આગલી તવારીખમાં શું શું કરી બતાવ્યું છે તે વર્ણવવાને હયાં આપણ થોભીશું નહીં પણ એટલું તો ખરૂં કે આ દેશ એક વારની ઉંચી બુલંદી-આબાદી ઉપરથી ગબડી પડી ધન, દોલત, વેપારવણજ, કામ ધંધો, ઉદ્યોગ અને શોધ ખોળમાં આજે નહીં જેવો હિસ્સો આપે છે. એથી કાંઇ એમ નથી ઠરતું કે હયાંના લોકો આળસુ અને બેપરવાહ છે. ઉલટું તેઓ ઉદ્યોગી, મેહનતું અને કસાયળાં છે. માત્ર જેની વાર છે તે એ ચીજોને લગતા **કાયદા** જાણવાની છે.

કાંઇ હજારો લાખો જીવડાઓ આ દેશમાં મેહનતુ, પ્રમાણિક અને ઉદ્યોગી જીંદગી ગુજારવા છતાં "બાઇ કયાં તો જયાંના ત્યાં" જેવો બુઢાપા તક અવતાર લઇ બેનામ નેશાંન

નદીમાં નખાઇને યા જમીનમાં દટાઇને બેમાલુમ ગુમ થઇ જાય છે. એનું કારણ એટલુંજ માત્ર કે તેઓ જુની પુરાની રીત મુજબ તકિયે અઢેલી ઘરાક આવ્યું તો ઠીકાઠીકઃ નહીં તો બેસી બેસી ઓડકાર ખાઇ 'રામ રામ' કરતા જવું; અને ઘેર જઇ ગોદડું ઓઢી ભૂખ્યા પણ સુઇ જવું. તે ધણીએ મેહનત કરી–ઉદ્યોગ કર્યો પરંતુ તેનો નતીજો આ માફક ભૂખા ચોકાઇ આજનો દિવસ કામધંધા અને વેપાર વણજ વગર પૈએ પઇની તલબમાં નિકળી જઇ કાલનો નવો દિવસ ઉગે ત્યાં વેર ગમ અને અફસોસ છોડી ગયો! એટલુંજ કારણ માત્ર કે ફત્તેહમંદ ધંધાદારી અને પ્રમાણિક પૈસા ઘસડાઇ આવે તેના **કાયદા**, તરકીબો અને જુક્તિઓ આ અભણ આદમી જાણતો નથી. એવા સામટા વિચારો લઇ આ અદના લખનારે હિંન્દની સેવામાં આ પુસ્તક રજુ કરવાને હામ ભિડી છે.

**"પ્રમાણિક પૈસા મેળવવાનો જુક્તિ"** અને **"યુરોપ અને અમેરિકાની પૈસા સંબંધી ફત્તેહ અને આબાદીને લગતા કાયદાઓ"** એ નામ સમજી ઘણાઓ ઉંચે ડોળા ચડાવી મને મગરૂર અને મોટું અફલાતૂન કામ કરનાર ધારી લઇ શકમંદ થશે. ધીરજ ભાઇયો ધીરજ! આ લખનાર તેના પગ તળેની ધુળ જેવો અદના અને નીચી મુડીએ ગુપચુપ કાંમ કરનાર એકમાર્ગી છે—તેને તેવી મગરૂરી અને પળમાં મોટાં

મોટાં અફલાતુન–કામો કરી નાખવાની બક્ષેસ નથી. 'જુક્તિ' અને '**કાયદા**' એ ઉપરથી એમ નહીં સમજવું કે તે કાંઇ નવીન બાબદ છે. ના, કુદરતમાં બીજા **કાયદાઓ** જેટલી ખરી હસ્તિ ધરાવે છે તેવોજ **તે કાયદા** પણ ખરી હસ્તિ ધરાવે છે. તેથી આ ચોપડીમા વર્ણવેલી જુક્તિ અને **કાયદા** તેના ભેજાંના નહીં, પણ માત્ર કુદરતનાં હોય છે; એ કાંઇ તેના મનની પેદાયશ નથી પણ **જીંદગીના મહાન કાયદાના** મુળમાંથી તે નિકળ્યા છે. ખરૂં કહયે તો તમામ **જીંદગી**માં કામ કરી રહેલા **મહાંન કાયદાઓનો** એક ભાગ છે અને તે **કુદરતી કાયદાઓમાં** સમાઇ જઇ **જીંદગીને** લગતો એક મહાંન **કાયદા** ઉભો કરે છે.

ત્યારે તુરત સવાલ ઉઠે છે કે પ્રમાણિક પઇસા સંબંધી ફતેહ મેળવવા માટે શું કાંઇ ખાસ મહાન **કાયદાઓ** છે? જો તે **કાયદાઓ** ઉપર ચાલે તો આપણી ઘણી ફોકટ કોશેશ અને મેહનતનો શું બચાવ થાય? શું પઇસાની ફતેહ કોઇ ચોકસ **કાયદા** ઉપર આધાર રાખે છે અથવા જેને આપણે નસીબ; ઇતેફાક; દૈવયોગી કહયે છિયે તેની ઉપર?

બેશક, દોસ્તો, તમો જે પણ ઘુંડો છો તે સઘળું જાણ્યું અજાણ્યું **કાયદા** તરફથી આવે છે. અને જો એ **કાયદા**ઓને

બરાબર સમજવામાં આવે તો નાહકની મોટી કોશેશ અને જીવતોડ મહેનત વગર એ **કાયદાઓ** ઉપર અમલ કરી ફતેહ મેળવી શકાય.

કુદરતમાં કોઠે પણ ઇતેફાકી, ચાન્સ, એકસીડન્ત અથવા કારણ વગરનું નસીબ જેવું કશું નથી. સઘળું **કાયદા** ઉપર આધાર રાખી બનતું આવે છે.

" There is no such thing as chance; and what to us seems merest accident springs from the deeper source of destiny."

**અર્થઃ**- કુદરતમાં ઇતેફાક યા દૈવયોગી જેવું કશું નથી; અને જે આપણને માત્ર અકસ્માત જેવું દેખાય છે તે સરજતના છેક ઉંડાં મુળમાંથી ઉભરી આવે છે ( Schiller )

" All things are possible with God, yes, except anarchy, that is to say, doing things without law."

**અર્થઃ**– " હા, સઘળી ચીજ ઇશ્વરથી બની શકે એવી છે, સિવાય કે અંધેર, એટલે વગર નિયમે સઘળું કરવું."

કદાપિ તમોને આ માનવા લાયક ન લાગે તો ઘડી ભર થોભીને તમારી આસપાસ નજર કરો કે કંઇ ચીજ કારણ વગર બને છે ? એક મોટો પથ્થર એક પહાડ ઉપરથી ગડબડતો

ગડબડતો આવી એક મોટાં ઝાડ સાથે અફડી પડી તેને નદીમાં નાખી દીધું. જેથી પાણીનો રસ્તો બંધ થઇ જવાથી ત્યાંના નજદીકના ખેતરમાં પાણી ફરી વળ્યું! વિગેરે વિગેરે અસર ઉપજતી ગઇ. શું આ સઘળું માત્ર અકસ્માતથી બન્યું! ના, જરા પણ નહીં. તે મોટા પથ્થરને ગબડી પડવાનું કારણ કાંઇ સદીઓ અને સદીઓથી તેની નીચેના પથ્થરના ઘસાઇ જવાથી થયું જેથી તે પોતાની જગ્યાએથી પડી જઇ તે **કારણનું અસર લઇ આવ્યો.** એક ઘડિયાલને ચાવી આપો અને તે આંઠ દિવસ તક કલાક કલાકે વાગતું જાય છે તેવુંજ એક **મહાંન શકિત**એ આ તમામ જગતને આજ વરસો થયાં ચાવી આપી મુકી છે જેથી **કારણ** અને **અસર** (પરિણામ) ચાલતું ને ચાલતુંજ આવ્યું છે.

પણ—અગરજો કોઇ નજદીક રેહતા માણસોએ કુદરતના તે મહાન **કાયદાથી** માહિતગાર થઈ તેને માટે અગાઉથી ઉપાય લીધા હતે તો તે પથ્થરના પડવાથી જે જે નુકસાંન થયું તે અટકાવી શકાતે. એટલુંજ નહીં પણ જો અગાઉથી ઉપાય લેવામાં આવતે તો તે પથ્થરને એવી રીતે ગડબડાવી મેલતે કે આવું નુકસાંન કરવાને બદલે તે ચુરેચુરો થઇ જઇ ઘર બાંધવાના યા સડક બાંધવાના કાંમમાં લાવી શકાતે. તે પથ્થર માટે પણ **કાયદો** કામ કરતો હતો અને માણસે પોતાના ભેજાંથી,

તે કુદરતી **કાયદાને** પોતાનાં ફાયદા માટે ઉપયોગમાં લીધો. એ મુજબ, તે કુદરતી **કાયદો** આવું નુકસાન ઉપજાવવાને બદલે માણસનો ગુલામ બન્યો. કાંઇ સદીઓ થઇ વિજલી, મોતર, કે વરાળ, 'કે ગ્રેવીતેશ્ન'ની કુદરતી શકિતઓએ માણસને પોતાનો ગુલામ બનાવી રાખ્યો હતો પણ હવે નાનકડા ભેજાંના પ્રતાપથી માણસ તેઓને પોતાનો ગોલામ બનાવતાં શીખ્યો છે.

એ રીતે, માણસ જંગલીપણા અને ગોલામગીરીમાંથી ધીમે ધીમે હાલની હાલતે પુગ્યો છે. અને વધતો ને વધતો જઈ આજે જે હાલતમાં છે તેના કરતાં વધુ ચહડતી અને વધુ ઉંચી હાલતમાં કોઇ ભવિષ્યમાં દાખલ થશે. માણસે પહેલા **કાયદાના** કરોએ થપ્પડો ખાધી તેની ગોલામગીરી કીધી; પછી તે પોતે તે **કાયદાઓને** સમજવા લાગ્યો છે અને છેવટે તે **કાયદાઓને** પોતાના ફાયદા માટે વાપડતાં શીખ્યો છે. ઈંગ્લાન્ડનો એક આગેવાન સાયનતીસ્ત, રેલે કાસ્તર, પોતાની એક ચોપડીમાં લખી જાય છે કે: "માણસ પ્રગટીકરણના જગતિક કાયદાની એક પેદાયશ છે અને તે કુદરતનો એક ભાગ છે; તે એક પ્રાણી છે જેને કુદરતનો મહાંન સાંચો આમથી તેમ હિલવે છે. તે નિશદીન ચાલતા એક સાંચા સામે રૂબરૂ ઉભો છે. અને તેની સરજતજ એ છે કે તે તેને પિછાને અને તાબે કરે."

પણ વળી તમે વચમાં પડશો અને પુછશો કે ભલે ભાઇ, તમોએ જે કહ્યું તે સઘળું ઠીક છે. આ જગતમાં કુદરતનો **કાયદો** કાંમ રહી રહયો છે તે બરાબર છે. પરંતુ પઇસા મેળવવાનો કાયદો એ સાથ કેમ બંધબેસ્તો થઇ શકે ? એ તો દેખઇતી આજકાલની પેદાયશ છે? ફરી કહું છું ધીરજ, ભાઇયો, ધીરજ ! ઉતાવળે આંબા પાકતા નથી, તમો જેમ જેમ આ ચોપડીમાં આગળ વધશો તેમ તેમ માલમ પડશે કે આ **કાયદો** વનસ્પતિ અને જનાવરી જીંદગીમાં કાંમ કરી રહેલા વપડાસ અને પુષ્ટી (use & nourishment) ના **કાયદાનો** એક ભાગ છે. એજ **કાયદાની** રૂએ એક જનાવર કે વનસ્પતિ પોતાનો ખોરાક શોધી લે છે. એજ **કાયદાથી** 'ઓક્સીજન' ગેસનું એક રજકણ હાઇડ્રોજન ગેસના બે રજકણ સાથ ભેળાઇ જઇ પાણીનું ટીપું બનાવે છે, કારણ ઓક્સીજનમાં હાઇડ્રોજનને ખેંચવાની શકિત છે.

ઓક્સીજન હાઇડ્રોજન સાથ ભેળાવાથીજ ફાયદો કરે છે; વનસ્પતિને પોતાની હસ્તિ માટે પાણીની ગરજ છે; જનાવરને પોતાની જીંદગી માટે વનસ્પતિની જરૂર છે; તેમ આજના જમાનાના લોકોની જીંદગીના સાર્થક માટે પ્રમાણિક પઇસા સંબંધી ફતેહની જરૂર છે! એ સઘળાં પોતાના વપડાસ અને

પુષ્ટીના પ્રમાણમાં બીજી ચીજને પોતાની તરફ ખેંચવાની શક્તિ ધરાવે છે.

પરંતુ રસાયણીક, ધાતુ સંબંધી, મીકેનીકલ, વનસ્પતિ અને જનાવરી દુન્યામાં તે લેવાને માટે કુદરતી લાગણી હોય છે. પણ માણસ જાતમાં તેમ નથી. તે પોતે બુદ્ધિ અથવા અકકલ ધરાવતો હોવાથી તેને મહેનત કરવાની છે; તે **કાયદાને** ઓળખવાના છે; જ્ઞાન લેવાનું છે; અને પછીજ પોતાની જીંદગી બશર કરવાની છે.

એજ કારણ સર, એક ઇંગ્રેજી પુસ્તકને આધારે, આ ચોપડી લખવાની ગરજ જોઈ છે. તમોએ પહેલ્લાં પ્રમાણિક પઇસા સંબંધી ફતેહના **કાયદા**ઓની હસ્તિ પિછાનવાની છે; બીજું તેનો અભ્યાસ કરવાનો છે; ત્રીજું અનુભવી આદમીઓના દાખલા આપી તમારામાં તેમ કરવાની ઉલટ ઉશકેરવાની છે.

પઇસા સંબંધી ફતેહ મેળવનાર કોઇ પણ દેશના કોઇ પણ વેળાના રાક્ષસી ધંધાદારીઓ અને વેપારીઓને તપાસો તો તેઓ જાણ યા અજાણ આ **કાયદા**ઓ ઉપર ચાલીને ફતેહ મેળવી શકયા છે. જેમ હવે પછી કહેવામાં આવશે તેમ આપણી શારીરિક, માનસિક, નીતિજનક અને આત્માની વૃધિ **પઇસા સંબંધી સ્વતંત્રા** વગર થઇ શકે નહીં. એક શખ્સ ગમે

તેટલી શારીરિક તંદોરસ્તી, માનસિક ખીલવણી, નીતિની કેળવણી અને આત્માની વૃધિ કરવા ચાહે પણ પઇસા વગર એક ડગલું પણ આગળ ભરાઇ શકાય નહી! તેને હવાનાં બાંધેલા સુંદર કિલ્લાઓ, જે જે ફતેહમંદ તરકીબો, જે જે યુક્તિઓ રચી હોય—તે સઘળા પઇસા વગર રાહમાલ અને બરબાદ જાય છે. તે વૃધિ, કેળવણી અને ખીલવણી અગાઉ, તે તરકીબોને બાંધવા અગાઉ, અને તે યુક્તિઓ રચવા અગાઉ પઇસા જોઇયે;—એટલે એક માણસની જીંદગીની સઘળી જાતની વૃધિનો આધાર પઇસાપર છે—જેને કેમ મેળવવા તે આ ચોપડીમાં બતાવવામાં આવ્યું છે.

વરસો તકની સખ્ખત મેહનત, સંકટ, રંજ અને ઉદ્યોગ કરતાં પણ પઇસા સંબંધી ફતેહમાં જેઓ નિષ્ફળ ગયા છે તેઓ તરફ આપણી સંપુર્ણ દિલસોજી છે. પણ આ લખનાર માને છે કે પઇસા મેળવવાનું કાંમ કાંઇ ઝનુની, કિસમતી, લડાઈ કજીયો, કંકાસ, અને ચોરી નથી, પરંતુ કુદરતના મહાંન **કાયદા**-ઓને પિછાની તે ઉપર અમલ કરવાનો છે. જેનો પુરાવો મુંબાઇ, અમદાવાદ, કલકતા અને મદરાસ જેવાં શેહરોના નામાંકિત ધંધાદારીઓ, વેપારીઓ, હુન્નરમંદો, મીલ માલેકોમાં મળી શકે છે.

આ ચોપડી કાંઇ જાદુ, તાવીજ, કે જડી બુટ્ટી નથી જેથી જે ઉપર અમલ કરતાં યા બાજુએ બાંધતાં યા ખાતાં

એકદમ પઇસા સંબંધી ફતેહ ઉપર મોટો જંગી કુદકો મારી શકાશે! તે એક સાદું, સ્વચ્છ, અને સાચ્ચું વિવેચન છે જે દરેકને માટે આ ચોપડીદ્વારા રજુ કરવામાં આવે છે. જે તેની ઉપર અમલ કરશે તે જીતશે. તે તે **કાયદાઓ** ઉપર ચાલે છે જે **કાયદાની** નેમજ ફતેહ છે. તમો તવંગર હો યા મોહતાજ હો—સફળ થયા હો યા નિષ્ફળ ગયા હો—એ સઘળાંને માટે આ એક સંદેશો છે. તમો પઇસાની શોધમાં છો તે હું જાણું છું તો તમારો ઉદ્યોગ, મેહનત અને શક્તિ કેમ વાપડશો એ નાની ચોપડી શીખવવાનો દાવો કરે છે. જો તમો નિષ્ફળ ગયા હોય તો આ ચોપડી તમારો ઉદ્યોગ, મેહનત અને શક્તિ કેવી રીતથી ચલાવવી, તે શીખવવા રાહબર થઇ પડશે.

આ સઘળું હિમ્મત, ધીરજ અને ઉલટનું કાંમ છે જે વગર ફતેહ હાંસેલ થઇ શકેજ નહીં. બેશક, મેહનત તેની કિમ્મત ધરાવે છે પણ વિવેક વગર મેહનત નકામી છે. કવિ કહે છે,

Labor is transitory—a step, a blow.
The motion of a muscle—this way or that.
( Wordsworth )

**અર્થ**—" મેહનત ક્ષણભંગુર, એક પગળું, એક થોકો છે; તે માત્ર હાથના ગોટળાંનું આમથી તેમ ફરવું છે"—**વર્ડસવર્થ.**

જેમ એક પહાડને સુરંગ લગાડી ઉરાડવા કરતાં હાથનું જોર અજમાવનાર જોકે ઉદ્યોગી છે પણ તે બેવકુફ છે. એક ફિલસુફ કહે છેઃ—

"એક બહાદુર આદમી કદી ગરીબ રેહતો નથી".

—અલીઇબ્નબી અબુ તાલેબ.

તેમજ હાથ પગ જોડી બોરડી નીચે બેઠેલા આળસુનું પણ ત્યાં કામ નથી જે પોતાના મોહડાંમાં બોર પડવાની વાટ જુવે છે.

શ્રમ હિતે સબ હોત હૈ, જો મન રાખે ધીર;
શ્રમ તે ખોડત કુંપ જયું, પલમે પ્રગટે નીર.
શ્રમ હિતે સબ કછુ બને, બિન શ્રમ મિલે ન કાઇ;
સિધી અંગુલી ઘી જમ્યો, કબુ નિકલે નહીં. (કબીર)

પઇસા આમ છે ને તામ છેઃ તે બુરાઇનું બીજ, દુઃખનો દિવસ, શએતાનની સીમા વિગેરે વિગેરે અધધધધધધથી તમો દુર રહેજો. શેકશપીયરે કહ્યું છે,

O! it is excellent
To have a giant's strength; but it is
tyrannous
To use it like a giant.
(Measure for Measure, II-II.)

**અર્થઃ**—"અહા! એક રાક્ષસ જેટલું બળ ધરાવવું ઉત્તમ છે; પણ તેને રાક્ષસ માફક વાપડવું જુલમ છે."

જેઓ આપણુને આવાં આવાં બહાનાઓથી દુર રાખે છે તેઓ પોતેજ બાપદાદાના પઇસાથી પુર હોય છે; પરંતુ તેઓને ખબર નથી.

તાજે શાહી તલબી ગોહરે ઝાતી બેનુમાં.

વચ્ચે ખુદ ગવહરે જમશીદો ફ્રીદુન બાશી. (હાફીજ)

**અર્થ**—અગરજો તું પાદશાહીનો તલબગાર છે તો તારી પોતાની ખુબી દેખાડ; અગર તું જમશેદ અને ફ્રેદુનની ઓલાદથી હોય તો શું થયું ?"

તે એક કુત્તો છે જે પોતાના બાપદાદાની કિર્તી ઉપર લમ્ભાસ હાંકે છે; બાકી તેનામાં કાંઇ પણ લાયકાત નથી"

( ફારસી કહેવત.)

આપણુને યાદ રાખવા દો કે,

રામ ઝરૂખે બૈઠકે, સબકા મુજરા લેત;
જીનકી જૈસી ચાકરી, તીનકો તૈસા દેત. (કબીર)

Let us still be doing
Whatever we find to do,
With a cheerful, hopeful spirit,
And free hand strong and true (djage)

**અર્થ**—"જે આપણુને કરવાનું છે તે ખુશ અને આશાવંત મિજાજ, અને સાચ્ચા, મજબુત અને ઉદાર હાથોએ બજાવા દો !"

આ વિષય આ ચોપડી રૂપે પ્રગટ થાય તે આગમચ મુંબઇના જાણીતા “સાંજ વર્તમાન” છાપામાં આવી ગયો હતો. જે માટે આ અદના લખનાર તે છાપાના ધુંધી અધિપતિ સાહેબ, વાચ્છાગાંધીનો ઉપકારી થયો છે; જેવણે એને હફતે હફતે જલદી ખલાસ કરવાની કાળજી બતાવી છે તેમજ આ લખનાર ઉપર વારંવાર બતાવવામાં આવતી ઉદારતા અને મેહરબાની માટે તે ખાસ હેસાંનમંદ છે. જે વાર આ લખાણો વંચાતાં હતાં કે ઘણાક શુભેચ્છક મિત્રો અને અજાણ્યા ગ્રહસ્થો તરફથી એને ચોપડી રૂપે પ્રગટ કરવાની ભળામણ થતી રહી હતી. જે મોટાં દિલ માટે ઉપકાર માનવા મારી પાસ પુરતા શબ્દો નથી. અસલ વિષ્યમાં કશાં પણ Quotation (ઉતારા) આપવામાં આવ્યા ન હતા, પણ આ ચોપડીમાં આપવાની ગરજ જણાઇ છે. એ માટે એટલો મોટો જથ્થો મળી શકયો કે ચોપડીનું કદ મોટું થઇ જવાની બીકે તેને પડતો નાખવાની જરૂર જોઇ છે.

સઘળું તો થઈ શકે કારણ તે શારીરિક અને માનસિક શકિતનું કાંમ છે અને અદના લખનારની હાલતમાં પઇસાની મદદનું શું ? તે માટે પ્રગટ કરનાર સાહેબનો જેટલો ઉપકાર માનવામાં આવે એટલો થોડો છે. નહીંતો છાપાના ભુતમામાના હાથમાંથી આ વિષ્ય પુસ્તક–બાળક રૂપી અવતાર લઇ શક્તે નહીં.

તેમજ જે પ્રેસના ભુતમામાએ આ સાદો અને સુંદર પોશાક આ બાળકને આપ્યો છે તે માટે પણ લખનાર ઉપકારી છે. તેમજ જે જે મિત્રોએ મહેનત લઇ મારૂં કામ સવલતા કરી આપ્યું છે તેઓને પણ સર ઝુકાવે છે.

લખનાર પોતાને માટે કશું ચાહતો નથી; તેનો મુદ્રાલેખ.

"Never to myself alone" અથવા
"Do well and right and let the world sink.
(George Herbert) છે. આ સઘળું તેનું 'labour of love' નું કાર્ય છે, અને તે માટે તે કશું ઇચ્છતો નથી. અને કવિના શબ્દોમાં રૂખસત લઇશ કે

"When I am not thanked at all, I am thanked enough,
I have done my duty and I have done no more"—Henry Fielding.

સોમવાર,
નાગપુર, તા૦ ૧-૮-૧૯૧૩.

કમીનં ખાકસાર,
**મીનોચહેર માનેકજી માદન.**

# પ્રકરણ ૧ લું.

બાહકર બાશ, કોર બાશ, બાહ સગે મુરદાર બાશ,
હરચે બાશી એહ બાશ, લેક અંદકે ઝરદાર બાશ.

**અર્થ** :—અગર તું બેહરો, આંધળો કે માસ ખાનાર કુતરો બન; જે પણ તું બને તેમાં બેહતર બન; પણ થોડોબી તું તવંગર બન."—જામી.

ઘણાક ભુલભર્યા વિચારોમાં પઇસા માટેનો વિચાર પણ ઘણોક ભુલભર્યો અને ગેરસમજુતી ઉભી કરે એવો છે. એક હાથ ઉપર "પઇસા અને પઇસાનેજ માટે પઇસો શોધતા" સેંકડો જીવડાઓ ઘેલાપણાંની હદ તક દોડાદોડી કરી રહ્યા છે, જ્યારે બીજા હાથ ઉપર ઘણાકો "પઇસા ખરાબીનું મુળ છે," એમ કહી આજના જમાનાની પઇસા મેળવવા માટેની અસાધારણ ગડબડને ધિક્કારે છે. આ બેઉ **વ**ર્ગો ખોટા છે, કારણ તેઓ આજના બે જુદા અને સામસામા ધ્રુવો તરફ ઉભેલાં છે, જ્યારે સચ્ચાઈ તો **મધ્ય માર્ગ**માંથીજ શોધી શકાય છે.

અગર એક મનુષ્ય પોતાની જીંદગી પઇસા માટેજ સરજાયલી માની પઇસાને પોતાના દેવતા તરીકે પુંજે તો તે

ઘણી ખચિત અભણ છે કારણકે તે ઓળાને ખરી ચીજ માની લે છે. તેજ પ્રમાણે જે આદમી પઇસાને ખાનેખરાબીનું બીજ સમજી તેને 'શએતાન'ની ઉપમા આપે છે તે પણ પહેલ્લા જેવોજ અભણ છે.* ખરો ડાહયો પુરૂષ તો તેજ છે જે પઇસાને એક અગત્યની ચીજનું ચિન્હ (symbol) માની લઇ ઓળો અને ખરી ચીજ વચ્ચેનો તફાવત પારખી શકેછે; તેવો પુરૂષ પઇસાને ના તો દેવતા કહે છે યા શએતાનની ઉપમા આપે છે પણ તેને બહારની દુન્યાની ચીજો મેળવવાનું એક સાંધણ ગણી તેટલું માન આપે છે. બેશક, લાલચ બહુ બુરી ચીજ છે, છતાં ઘટતી લાલચ વગરનો આદમી આ જીંદગીની ઘણીક મધુરતાથી બેનસીબ રહે છે.†

---

* There are things in life better than money; but it requires money to buy them.

**અર્થ—પઇસા કરતાં સારી ચીજો જીંદગીમાં છે; પણ તે ખરીદવા પઇસાની ગરૂજ છે.**

† No man needs money so much as he who despises it—Jean Paul.

**જેઓ પઈસાને ધિક્કારે છે, તેઓનેજ તેની ઘણી ગરજ છે.—જીન પોલ.**

જ્યારે એક ડાહ્યો આદમી પઇસા મેળવવા આતુર રહે છે ત્યારે, તેજ વેળા, **પઇસા જે પણ સારી ચીજ ખરીદી શકે છે, તે પણ મેળવવા ચાહે છે.** જીંદગીનું સુખ અને તંદોરસ્તીનાં સાંધણ તરીકે પઇસો બહુ અગત્યનો છે. દરેક મળતી અનુપમ તકોના દરવાજા પઇસાથીજ ખુલી શકે છે, જ્યારે તે વગર તો કાંઇએ હાંસેલ થઇ શકતું નથી.

**A full purse makes the mouth speak; an empty purse fills the face with wrinkles.**

**અર્થ** :—ભરેલી ઠેલીથી માણસને બોલવાનું ચેત આવે છે; જ્યારે ખાલી ઠેલીથી ગુસ્સો ઉપજે છે.

પઇસો ગોયા એક હથિયાર છે, જેથી ઘણીક સુંદર ચીજો કોતરી શકાય છે, અને જે વગર એક આદમી નાચાર છે. આપણી બેશુમાર મુરાદો અને ઉમેદોનો સામટો સરવાળો પઇસાજ છે; જે મુરાદો અને ઉમેદો આપણી આગળ વધેલી સોસાયટીની પેદાયશ છે. એક વખત એવો હતો કે પઇસો નહીં હતો, એક વખત એવો આવશે કે તે વગર માણસાઈ જીંદગી બશર કરી શકાશે—પણ આજની ૨૦ મી સદીમાં આપણી જીંદગી અને સુખ માટે તો પઇસા કરતાં વધુ અગત્યની ચીજ એકે નથી.

આ વાંચણુ દરમ્યાંન હંમેશને માટે યાદ રાખશો અને મને ગેરઇનસાફ કરશો નહી કે જ્યારે હુ માનવીને પઇસાની ગરજ છે એમ કહું છું તો હું તેનો એવો અર્થ કરૂં છું કે પઇસા જેબી સારી ચીજને ખરીદી શકે છે તે સઘળાંની માનવીને ગરજ છે; જે સારી ચીજો પઇસા વગર મેળવી શકાતી નથી અને જે આદમી પઇસાની તલબને ધિક્કારી કાહડે છે તે જીંદગીની સ્વચ્છ ઇચ્છાઓનું ખુંન કરે છે. એક લખનાર દાનાઇથી કહે છેઃ—"જ્યાં સુધી માનવી પઇસા મેળવી શકે નહી ત્યાં સુધી તે ખાવાનું મેળવી શકે નહીં; પેહેડવા કપડાં માટે અશકત રહેશે; રહેવા માટે એકાદ ઝુપડીનો પણ મોહતાજ રહેશે; અરે! ચોપડીઓ, સંગીત અને જેબી જીંદગીની સ્વચ્છ આતુરતા છે તેનેથી ખાલી રહેશે."

જેઓ પઇસાની તલબને ધિક્કારી કાહડે છે તેઓ તે લોકો છે જેઓ પઇસા મેળવવાના ખેતરમાં નિષ્ફળ ગયા છે, અથવા જેઓએ તેને મહેનત મુશાકત વગર વારસામાં મેળવ્યા છે.

Those who despise money are those who are most eager after the pleasures it procures.

**અર્થ** :—"જેઓ પઇસાને ધિક્કારે છે તેઓ તે શખ્સો છે, જેઓ તેનેથી મેલવાતી મજાહ ભોગવવા આતુર છે."

પહેલ્લા વર્ગની ઉપમાં તો પેલી જાણીતી વાર્તાના શિયાળ સાથ આપી શકાશે, જેઓ "દરાખ ખાટી છે" કરી સેહતાન ડહબો કરે છે! જ્યારે બીજા વર્ગને, હું રમુજી ભાષામાં કહું તો પઇસા માટે બદહજમ્યાત થઈ છે જેથી તેઓને સાધારણ ભૂખ (પૈસા માટેની) પણ લાગતી નથી.

આ જમાનામાં પઇસા સામે ચાલુ પોકારો છતાં તે જીંદગીની જરૂરયાત અને ઘટતી મજાહોને મેળવી આપનારૂં સાંધણ થઈ પડયું છે. ખચિત, આપણે વિચાર યા વાસ ઉપર રહી શકયે નહી પણ રોટી, તરકારી કે મોહડાંમાં પાણી છુટે એવી ઘીની મીઠાઈ (!!!) કવચિત જોઇએ—જે પઇસા વગર એક રતીભાર પણ મેળવી શકાતું નથી. પઇસો છુટાપણું છે; પઇસો આપઅખત્યારી છે; પઇસો સ્વતંત્રતા છે; પઇસો આજાદી છે; અને એજ ભલાઈ કે બુરાઇનું મજબુત હથિયાર છે. પઇસા તક છે જેથી આપણાં મનની મોટી મુરાદો બર આવી શકે છે; પઇસો એક ચિતારો છે, જે આપણા વિચારોએ દોરેલાં ચિત્રમાં જીવ મુકી આપે છે; આરામ અને રાહતના વખતમાં "હવામાં બાંધેલા કિલ્લાઓ" માટે પઇસો ગોયા ચુનો અને ઈંટરડી છે. અરે, પઇસો એક જાદુ છે, જે અજાયબ જેવાં સહાસ કર્મો કરવા શક્તિવાંન છે; તે એક ફિરેસ્તો છે, જે પોતાના માલેકનો દરેક હુકમ બજાવવા એક પગે ખડો છે!!!

હું માનું છું કે માણુસના હાલના તબક્કા ઉપર, જે પ્રમાણે વનસપતિને હવા, પાણી, તડકો અને જમીન અગત્યની છે, તે પ્રમાણે પૈસો અગત્યનો છે. ના, તે માનવીનું બેતકરાર પોષણ છે. અને જેમ એક છોડવામાં પોષણ મેળવવાની લાગણી (instinct) સ્વભાવિક અને વાજબી છે તેમજ માણુસમાં પઇસા માટે રહેલી લાગણી કિમતિ અને અગત્યની છે. એ કુદરતનો **કાયદો** છે અને આપણી દલીલને આગળ ચલાવ્યે તો કહી શકયે કે વનસપતિની ઇચ્છા ખુદ પોષણની હસ્તી સાબેત કરે છે, તેજ કિસમે માણુસનાં જીગરમાં પઇસા માટેની લાગણી ખુદ પઇસા મેળવવાના **કાયદાની** હસ્તી પુરવાર કરે છે. દોસ્તો, કુદરત કાંઇ મશકેરો કે કલાઉન ( clown ) નથી, કે તે પોતાનાં ફરજંદનાં જીગરમાં એક ચીજની ખાહેશના બીજ નાખી તેને ઉગવા અને મેળવવાની જોગવાઈ ન કરી આપે. એ કુદરતનો **કાયદો** સમજવાથી મારાં વાંચકો બહુ ફાયદો ઉઠાવી શકશે.

પણ એટલું તો ખાત્રીથી સમજવું જોઇએ કે માત્ર જમા કરી રાખી મુકવા સારૂજ પઇસા જમા કરવાની રૂઢીને કુદરત કોઇ પણ કિસમે ઉત્તેજન આપતી નથી. માનવીના આ વાંક માટે કુદરત સખ્ત શીક્ષા કરે છે. ફારસીમાં કહ્યું છે કે "બખીલનો દાટેલો ખજાનો જમીનમાંથી ત્યારે બહાર નીકળે

છે કે જ્યારે તે પોતે જમીનમાં દટાય છે" (શેખ સાઅદી) દરેક કુદરતી માગણી અને હાજત નીચે વપહાસનો કાયદો (the Law of Use) કામ કર્યો જાય છે. કુદરત ચાહે છે કે હરેક પ્રાણી પોતાના પોષણને ખરચવા અને વાપરવા પોતા તરફ ખેંચે. અને પઇસા મેળવવાની માણસાઇ ઇચ્છા કુદરતના એજ **કાયદાની** હકુમત હેઠળ ચાલે છે. કુદરત ચાહે છે કે તમો પઇસા માટેની ઇચ્છા ધરાવો—તે તરફ ખેંચાવો—તેને મેળવો—અને છેવટે તેને વાપડો! પઇસા મેલવ્યા બાદ તેને વાપડતાં કુદરતના ઉપલા મોટા **કાયદા** સાથ આપણ હમશરીક થઇએ છિએ અને તેટલા પ્રમાણમાં કુદરતની વધુ નજદીક આવ્યે છિએ. એ રીતે ખુદાઇ **કાયદા** સાથ ટક્કર ઝીલવા કરતાં **તેની** સાથે એક થઇએ છિએ. જ્યારે માનવી એ મુજબ **કાયદા** સાથ હમશરીક થાય છે, તેટલાં પ્રમાણમાં ઇનામ મેળવે છે—જે ઇનામ **કાયદાની** વિરૂદ્ધ જવા કરતાં **તેની** સાથ કામ કરનારને હરદમ નસીબ થાય છે.

ત્યારે, દોસ્તો, આ પ્રકરણ હું આખેર કરૂં તે અગાઉ મને સાંભળી લેશો? ગભરાવો ના,—બલકે પઇસા મેળવવા માટેનો તમારો હક અને તેને વાપરવાની સત્તા તમો બાપોકાર જાહેર કરો! જેમ વનસપતિને તડકો, હવા, પાણીપર હક છે,

તેજ પ્રમાણે તમો પણ પઇસો પેદા કરવાનો તમારો દાવો રજુ કરો! ના,—એટલુંજ નહીં, તે હક તમારો છે, માટે તે **કાયદા** પાસ રજુ થઇ માંગો!!!

ખુદા ખાતર તમો ગરીબીનાં સુખ અને મોટાઇની વાત બંધ કરો! કારણ તમો જાણો છો કે તમારૂં અંતઃકરણ તે કબુલીજ નથી શકતું. તમો નિશ્ચયપણે માનો છો કે પઇસા મળતા નહીં હોવાથીજ તમો એમ બોલો છો! દોસ્તો, એવી જાતી ઠગાઇ અને બેહલી ભગતપણાંથી બાજ આવો! અને તમારૂં ધડ ઉંચું રાખી તમારા ભાઇબંધો તરફ ફરી બાપોકાર જણાવો કે હા, હું પઇસા માટે આતુર છું, અને તે મને મળવાજ જોઇયે!!!

ગુલામગીરીની બેડીને તોડી નાખો અને તમારા છુટાપણાંનો હક રજુ કરો; અને તે હક ઉપર તમો સરદાર બનો!!! ગભરાશો નહીં. બલકે તે જબરદસ્તીથી માગો અને તમારી સામે જુવો;—જુવો, ત્યાં તમારી નિશાંન (mark) દિસે છે, જે તરફ તમો આ કે પેલી બાજુ ફરયા વગર, બીક યા ડર વગર, ધ્રુજ્યા યા ધપકયા વગર, સીધા ધસ્યા જાવો!!! અને દોસ્તો, તે નિશાંન તે પઇસા સંબંધી ફતેહ છે. અને તે ઇનામ જીતી જવા તમો તલબગાર છો માટે જાવો, ધસો, વધો અને ખુદા હાફેજ છે, તો તે તમો જરૂર મેળવી શકશો!!!

"The man who has money has always the power—the divinest power a man can possess—of making those about him happy."

"John Halifax, Gentleman."

અર્થઃ—"જે મનુષ્ય પાસ પઇસા છે તેની પાસ શક્તિ છે—તે ઇશ્વરી શક્તિ છે—કે જેથી તે પોતાની આસપાસનાઓને સુખી કરી શકે છે."

"ખાહી કે સુતમતા શવી અજ નયામતે દુન્યા; બા ખલક કરમ કુન કે ખુદાયા બા તો કરમ કર્દ."

અર્થઃ—"તું ચાહે કે દુન્યાની ન્યામતોથી મજાહ મેળવે; તો લોકો સાથ મેહરબાની કર કે જેવી મેહરબાની ખુદાએ તારી સાથ કરી છે."—સાઅદી.



# પ્રકરણ ૨ જું.

## મનની વલણ અને ખાસ્યત.

The mind is its own place, and in itself,
Can make a heaven of hell and hell of heaven.
—Milton (Paradise Lost)

પવિત્ર સાહેબોનો કોલ છે કે, "જેવું માણસ વિચારે છે, તેવો તે થાય છે;" એનાં કરતાં વધુ સાચ્ચો કોલ કદાચજ અપાયો હશે. કારણ દરેક મરદ અને ઓરતની ચાલચલણ તેના વિચાર મુજબ રચાય છે. ગઇ કાલના આપણા વિચારોએ આજે આપણને બનાવ્યા છે, અને આજના વિચારો આપણું આવતી કાલનું ભવિષ્ય રચશે. એ રીતે આપણાં મન અને વિચારની ખાસ્યત મુજબ આપણી આખી જીંદગી ઘડાઇ છે.

**It is the mind that makes the body rich,**
**And as the sun breaks through the darkest cloud,**
**So honor peereth in the meanest habit.**
**(Shakespeare)**

આપણા વિચાર, લાગણી, માન્યતા, અને ખ્યાલોથી મનની ખાસ્યત રચાય છે. હું અને તમો દર પલે મનની ખાસ્યત રચ્યે

છિએ જે માત્ર આપણી ચાલચલણ પરજ નહીં પણ આપણી આસપાસનાઓ ઉપર પણ ગુપ્ત અસર ફેલાવે છે. હર પલે આપણ આપણને મનગમતા વિચારો બીજા તરફથી આપણી તરફ ખેંચ્યે છિએ; ત્યારે શું એ અગત્યનું નથી કે આપણી ચાલચલણના બંધાતાં મકાંનને બનતી તજવીજે સારાં હથિયારથી સુંદર બનાવ્યે ?

આ પ્રકરણની મુળ મતલબ એ છે કે આપણાં મનની સબળ (Positive) ખાસ્યત પ્રમાણિક પૈસાની ફતેહ કેમ મેળવી આપે છે, તે બતાવી આપવું. ત્યારે આપણને મનની સબળ (Positive) અને નિર્બળ (Nagative) ખાસ્યત ઉપર થોડા શબ્દો લખવા દો ! સબળ (Positive) નો અર્થ હું આ કરૂં છું કે ખાત્રીભરેલી આતુરતા, જાતિ-વિશ્વાસ, હિંમત, બળ, કૌવત, ભલાઇ, પ્રમાણિક પઇસાની મજબુત આતુરતા, અને **કાયદા** ઉપર ભરોસો ! ત્યારે નિર્બળ (Nagative) નો અર્થ એ થઇ શકે કે બીક, કંટાળો, જાતિ હિમ્મત અને વિશ્વાસની કોટાઇ અને **કાયદા** ઉપર નાઇતબાર !

આપણામાંના ઘણાકો આ ઉંચી માણસાઇ શક્તિ અને બળ વગર અફસોસ કરતા રહે છે. પોતાની આસપાસનાઓને આ શક્તિના બળથી પોતાની મુરાદ હાંસલ કરતા જોઇ તેઓ પણ હૃદયથી ઇચ્છે છે કે તેઓને પણ આ શક્તિઓ મળે !

હયાં તક તેઓનો ખ્યાલ દરોબસ્ત છે,—પણ એથી વધુ આગળ તેઓ જતાં નથી. તેઓ એમ સમજે છે કે આ શક્તિ હવે પછી મેળવી શકાય નહીં; જેનાં પરિણામમાં અલબત તેઓ અફસોસભરી હદ તક નિષ્ફળ જાય છે. તેઓ એમ સમજતા દિસે છે કે તેઓનું મન કાંઇ જડ પ્રકારે બંધાયું છે જે ફરીથી સમારી, સુધારી અને સમાવી શકે નહીં. હયાંજ ત્યારે લોકોનો મોટો ભાગ અફસોસકારક રીતે પછાત પડી જાય છે.

કબીર કહે છે:—

મન મોતા મન દુબલા, મન પાની મન લાય;
મનકો જૈસી ઉપજે, મન તૈસા હો જાય.

અર્થ:—"**મન**થી માણસ મોટેલો બને છે; **મન**થીજ તે દુબલો બને છે; **મન**થીજ પાણી જેવો થંડો સ્વભાવ બને છે, ને **મન**થીજ અગ્નિ માફક ગરમ સ્વભાવ થાય છે; યાને જેવું મનમાં આવે તેવું માણસ બની જાય છે.

મન મરકટ મન ચાતુરી, મન રાજા મન રંક;
જો મન હરજીકો મીલે, તો હરજી મીલે નિશંક.

અર્થ:—"**મન** વાંદરો છે અને ચતુરાઇ છે; **મન**થીજ રાજા બને છે યા ફકીર બને છે; જો **મન** ખુદા વિશે વિચાર કરે તો ખુદા પણ જરૂર મલે."

મનકી હારે હાર હય, ઔર મનકી જીતે જીત;
પર બ્રહ્મ જો પાઇયે, તો મનહી હોય પ્રતિત.

અર્થઃ—"આપણી જીત અથવા હાર **મન** ઉપરજ લટકેલી છે; જ્યારે મન ખુદામાં લાગે કે શાંતી મેળવે."

કાયા દેવલ મન ધજા, બિષય લહેર ફિરાય;
મનકે ચલતે તન ચલે, તાકા સર્વસ્વ જાય.

અર્થઃ—"માણુસનું શરીર તે દેવલ છે, જ્યારે મન તેની ટોંચ ઉપર વાવટો છે; મન ચાલે ત્યારે તન ચાલે, એમ સઘલું ચાલે છે. (કબીરી દોહા.)

આજના વિદ્વાન સાયનતીસ્તોએ પુરવાર કર્યું છે કે સંભાળ, સાવચેતી, અને મહાવરાથી મનની શક્તિ, બળ અને આદતને તમામ બદલી શકાય છે. જો એક માણુસ ચાહે તો પોતાની ચાલચલણના બાગમાંથી ન ઇચ્છવાજોગ કાંટાઓને દુર કરી તેને બદલે સુધારાના સુંદર પુષ્પોથી બાગ બાગ કરી શકે! આપણું **ભેજું શું** છે? તે માત્ર **મન**નું હથિયાર છે. ભેજું કરોડો નાહના નાહના છિદ્રો યા કોષોથી બંધાયું છે, જેમાંનો મોટો ભાગ વપડાસ વગર પડી રહે છે. અને જો એક કોષ યા છિદ્ર (cell) પોતાની વલણુ બદલે તો તેટલા ભાગનાં નહીં વપડાયલાં

છિદ્રો (cells) તુરત પોતાનું કામ કરવા મંડી જાય છે. એટલુંજ નહીં પણ આ નવાં કામ કરતાં છિદ્રો પોતાની ખરી ખાસ્યતને જાહેર કરી ગોયા એક નવુંજ ભેજું (new brain) પેદા કરે છે; જેથી આપણી મુરાદો અને ઇચ્છાઓને જોશ આપી હાંસલ કરી શકાય.

આજની Scientific Character Building (ચાલચલણને રચવાની સાયનતીફીક રૂધી) કાંઇ ગપ યા તુક્કો નથી પણ તે તો એક જીવતી, જાગતી, અનુભવાયલી અને હજારો દાખલાઓમાં પુરવાર થયલી બિના છે. યુરોપ અને અમેરિકામાં psychological laborateries (આત્માતત્ત્વ વિધાને લગતી શોધખોળની પ્રયોગશાળા)માં બેશુમાર અખ્તરાઓ દીન ઉગતે થતા રહે છે. જેથી તે દેશોના રહેવાસીઓનો મોટો ભાગ આજે જે ફતેહ મેળવી રહયો છે, તેજ આ બિનાની સુર્ય મિસાલ પુરવારી છે. આપણી હાલની મનની ખાસ્યત અને વલણ મુજબ આપણાં ભેજાંના બારિક કોષો (cells) કામ કરતાં રહી તેવીજ રીતે ઘડાય છે અને બંધાય છે. જો આ સચ્ચાઇ તમારા મગજે એકવાર ઠસે, તો ખાત્રીથી જાણજો કે આયંદા ફતેહ તમારીજ છે!

હવે આપણી ઉપલી બિનાને આપણી બાબદ સાથ જોડીશું. એક મનની ખાસ્યત બીજા ઉપર કેમ, કેવી, અને કેટલી અસર

કરે છે તે આપણને તપાસવાનું છે. કદી તમોએ આ ખ્યાલ કર્યો છે કે તમારી ચાલચલણનો છાપ તમારી આસપાસનાઓ ઉપર તમો હરેક પલોએ કરતા રહો છો? શું તમો વિચારી નથી શકતા કે તમો મનની નિર્બળ (Negative) ખાસ્યતો, જેવી કે નાહિમત, બીક, કંટાળા અને જાતિ ઉપર નાઇતબાર લઇ ફરો છો, જેની મજબુત અસર તમારી આસપાસનાઓ ઉપર પડે છે?

Falling like dew upon a thought, produces,
That which makes thousands, perhaps millions,
think.—Byran (Don Joan).

પોતાનાં કામ અને વેપાર પર નાઇતબાર અને શક ધરાવતો એક આદમી તમારી સાથ કામ પાડે છે તો કુદરતી રીતે તમો પણ તેની ઉપર ઇતબાર અને ભરોસો મુકી શકતા નથી; એ રીતે તમો તેની મનની ખાસ્યત ઝટ પકડી લો છો. જો તેજ વેળા તે શખ્સનું મન ઇતબાર, ફતેહ, અને બળના વિચારોથી ભરાયલું હશે, તો તમો પણ સ્વભાવિક રીતે તેની અસર હેઠળ ફતેહનાજ વિચારો કરતા રહી ફતેહનું મેદાંન ખુચિત કરી પસાર કરી જશો! એક ગમગીન મકાંનમાં જાવ અને ઘડીભર તમો પણ તેવાજ ગંભીર અને ગમગીન બની જશો, એ આપણો

અનુભવ છે. અરે, આપણામાંના કેટલાકો નિષ્ફળતા, નાહિમ્મત અને "હું કરી નથી શકતો"નીજ રડતી સુરત લઈ ફર્યા કરેછે! ત્યારે તેવાં માણસોની અસર શું તમોને પણ નથી થતી? તેજ મુજબ તમો કોઇ મરદાંને હિમ્મત, ભરોસો, અને બેફિકરની સંગતમાં આવો છો, જેની હાજરીથીજ તમારાંમાં એક નહીં સમજ પડે એવી ઉલટ જન્મ પામે છે! એક 'રોતીસુરત' અને રડતા ચણાવાળા માણસ સનમુખ રજુ થાવ ને જુવો કે ઘડીભર તેની અસર તમારી ઉપર પણ કેવી પડે છે. હરેક આદમી એક જાતની 'હવા'થી ઘેરાયલો છે; જે 'હવા' આપણા વિચાર અને મનની ખાસ્યત ઉપર આધાર રાખે છે. (સાધુઓ, સંતો, નબીઓ અને પેગામબરોનાં માથા ઉપર જે 'રોશની' પાડવામાં આવે છે તેને હિન્દુ ધર્મમાં 'તેજસ' જરથોસ્તી ધર્મમાં 'ખોરેહ' અને ખ્રિસ્તી ધર્મમાં 'નીંબસ' 'ઑર્યોલા,' 'હૅલો' યા 'ગ્લોરી' કહે છે. આજની સાયન્સ એને 'ઓડાઇલ' યા Nervous Ether અથવા Nervous atmosphere કહે છે. એની પહેલ્લી શોધ બેરન રાઇકનબૅકે કરી હતી. ત્યાર પછી રસાયણ-શાસ્ત્રીઓ રૂડ, કુક, લેબોને તેને ટેકો આપ્યો. શરીર વિદ્યાના અભ્યાસીઓ બૅરેડુક, બી. ડબલ્યુ. રીચર્ડસન, અને ચારકૉટને પણ એમજ માલમ પડયું; છેવટે લંડનમાં હન્ટે અને કોનીગ્સબર્ગમાં

મો. મોસરે એ 'હવા'ને ફોટોગ્રાફમાં ઉતારયા. અમેરિકાના જાણીતા વિદ્વાન એમરસન કહે છે. "જ્યારે પણ એક બાહોશ અને સાફ મનનો પુરૂષ એક પણ ભલો વિચાર કરે છે તો તે વિચાર દુન્યાને ભલી બનાવે છે.") આપણે એક ધણીને પહેલ્લીજ નજરે પસંદ યા નાપસંદ કર્યે છિએ તેનો ભેદ શો?

તમોએ the Law of Attraction and Repulsion (ખેંચાણ અને પાછળ હટવાનો કાયદો) વિષે કાંઇ સમજ્યું છે? ઇંગ્રેજીમાં કહેવત છે કે, "Birds of the same feather fly together" અથવા "આવ ભાઇ હરખા આપણ બન્ને સરખા," એ બહુ ઉંડા અર્થ ધરાવતી કેહવતો છે એનો અર્થ એ છે કે એક વિચારના આદમીઓ એક એક તરફ ખેંચાય છે, જ્યારે જુદી ખાસ્યતના પુરૂષો કદી દોસ્તી બાંધી શકતા નથી. હવે હું વધુ ઉંડાણમાં જઇશ નહીં. એટલુંજ કેહવું પુરતું છે કે એક માણસનાં મનની ખાસ્યત ગોયા લોહચુંબક જેવી છે, જે તેવીજ ખાસ્યતની ચીજોને, વિચારોને, લોકોને અને સ્થિતિને પોતા તરફ ખેંચે છે. જો આપણે ફતેહ અને ફતેહનાજ વિચારો કર્યે, તો આપણાં મનની ખાસ્યત પણ તેવીજ થઇ પડી, જેબી ચીજથી, જેબી શખ્સથી, ફતેહ મેળવી શકાય તે આપણી તરફ ખેંચાઇ આવશે—બાદ ફતેહ

તમારીજ છે. જો તમો પ્રમાણિક પઇસાનાજ વિચારો કર્યા જશો તો પઇસા મેળવી આપનાર ચીજો, માણસો, તકો અને સ્થિતિઓ તમારી તરફ દોડમાર ખેંચાઇ આવશે.

તમો આ બિનાને ગપ સમજો છો? તો તમારે માટે બેહતર એજ છે કે જેને પઇસા સંબંધી ફતેહ મેળવી હોય તેવા માણસનો અભ્યાસ કરો. તમોને માલમ પડશે કે તેના મનની ખાસ્યત "પઇસાની આતુરતા" છે. આ માનસિક કાયદા મુજબ તમો ચાહે તેવી ચીજ ઉપર મન લગાડો! અને તે તરફ તમો અચુક રીતે ખેંચાઇ જશો,—યા તે તમારી તરફ ખેંચાઇ આવશે. આ કાંઇ વેહમ નથી, પણ આજની આગળ વધેલી સાયન્સનો અને 'સાઇકોલોજી' (આત્મતત્વ વિદ્યા)નો એક સાબુત સિદ્ધાંત છે!

આ માનસિક **કાયદા**ની વધુ વિગતો આજના 'સાઇકોલોજીસ્તો' વચ્ચે પુરતી જાણીતી છે. તે વિગત આ છે કે જેમ આપણી હવામાં 'કરન્ત' અથવા પ્રવાહો થાય છે—જેમ દરિયામાં મોજા ઉઠાય છે, તેજ મુજબ માનસિક જગતમાં આપણા વિચારોના પ્રવાહો અને મોજાઓ દોડે છે—પછી તે સદ્દગુણના હોય કે બુરાઇના, ધિક્કારના હોય કે પ્રેમના, બીકના હોય કે હિમ્મતના, કંગાલ્યતના હોય કે પઇસાના! અગરજો

એક શખ્સ મોહતાજી અને કંગાલ્યતના વિચારો કરે તો તે તેવાજ વિચારો તરફ ખેંચાઇ જઇ, તેવાજ શખ્સોની સંગત શોધતો ફરશે. તેજ પ્રમાણે પઇસા પર મન લગાડતો આસામી તેવાજ બીજા માતબર આસામીઓ તરફ ખેંચાઇ મોડે યા વેહેલ્લે પોતાની મુરાદને પોંહોંચે છે.

માનો યા ન માનો—હું કાંઇ મેહતાજી થઇ બોલતો નથી પણ જો આ ખરી સચ્ચાઇ હોય તો આપણને ઘટે છે કે આપણે આપણા વિચારો ઉપર નજર રાખ્યે અને કંગાલ્યતના વિચારોને દુર કરી પઇસા અને આબાદાનીના સુખી વિચારોની જગ્યા કર્યે !

It is the mind that maketh good or ill,
That maketh wretch or happy, rich or poor
--Spencer. ( Faerie Queene).

તમારાં મનમાંથી "હું નથી કરી શકતો," "મારૂં નસીબજ એવું," "ખુદાની મરજી," "મારૂં કિસમત ફુટેલું," જેવા નાહિમ્મતી વિચારોની ધુળને હિમ્મત, ફતેહ, અને મનગમતી મુરાદની ઝાડુએ વાળી કાહડો; અને જેમ લોહચુંબક તરફ પોલાદ ધસડાઇ આવે છે, તેમ તમારી પણ તરફ, કુદરતના **કાયદા** મુજબ, તમારાં મનની મુરાદોને બર લાવનાર ચીજો ધસડાઇ આવશે.

ત્યારે પ્રિય વાંચકો, આજ વખતે—અરે, આજ ઘડીએ—પઇસા સંબંધી ફતેહના વિચારો ઉભા કરો—તેને ચાહો—તેમે માગો—જે બાદ તે તમારાં મનની ખાસ્યત થઇ પડશે !!!



# પ્રકરણ ૩ જું.

## બીક અને કંટાળો.

હાફીઝ મશ્કરીમાં કહે છે :—"ચે દેલાવરઅસ્ત દુઝ્ડી કે બકફ ચેરાગ દારડ."

અર્થ :—"તે કેવો હિમ્મતવાંન ચોર છે કે પોતાના હાથમાં બતી રાખે છે."

આપણા મનમાં **બીક** મોટા પ્રમાંણુમાં રહે છે. આપણું મનની નિર્બળ ખાસ્યતો (જુઓ પ્રકરણ ૨ જું) ને જન્મ આપનાર કોઇજ નહીં પણ **બીક** છે. કંટાળો, નાઇતબાર, નાભરોસો, શરમાળપણું નાહિમ્મત, ફિકર, બેકરારી અને મનનું અમાડોળપણું અને એવા બીજા સેંકડો દુર્ગુણો **બીક**નાં બાળકો જેવાં છે;—જે વગર એ બાળકો જન્મી યા જીવી શકેજ નહીં અને એ માતાને મારી નાખતાં તમારાં મનના બાગને એવાં બાનેખરાબ બાળકોથી તમો ખાત્રી સાથે બચાવી શકશો.

**Fear is the parent of Worry, Hate, Jealousy, Malice, Discontent, Failure, and all the rest. The only way to be free is to get rid of Fear. Tear it out by the roots—W. Wallcane.**

અર્થ—"ફિકર એ કંટાળો, ધિક્કાર, અદેખાઇ, કિનો, અસંતોષીપણું, નિષ્ફળતા અને એવા બીજાનો મા–બાપ છે. છુટકારાનો એકજ ઉપાય છે અને તે ફિકરને મારી નાખવામાં સમાયો છે. તેને જડમુળથી ઉખેડી કાહડો"—ડબલ્યુ વોલકેન.

**બીક** અને તેનાં બાળકો આપણાં સારાં કામ, હિમ્મતવાંન કોશેશ અને ભલા વિચારોનો સાવ ખુરદો કરી નાખે છે. એ ગોયા આપણ મોટા માણસોને બીવડાવનારો "બાઉ" છે. તેણે સેંકડો બલકે હજારો જીંદગીનો નાશ કર્યો છે. આશા આપનાર જવાંન ઓરતો અને મરદોની ધાટકીપણે કતલ ચલાવી છે. તેઓના મજબુત, આશાવંત, અને હિમ્મતવાંન વિચારોના કૃણુગાઓને કચડી છેદી ભેદી નાખ્યા છે. એ **બીકનાં** બાળકોમાં વડો પુત્ર અને ગાદીવારસ (!) તે **કંટાળો** છે. તે મનમાં ભરાઇ છુપાઇ આશાજનક વિચારોને ભાંગીને ભૂકો કરી નાખે છે. જેમ ચલ્લીના માળામાં ભરાઇ "ચોરી પર સરજોરી કરવું" કોયળ જેવી ચાલ ચલાવે છે તેજ પ્રમાણે **કંટાળો** પણ ઘરના ધણીને બહાર કાઢી મુકી રાજાજીની જગ્યા પર દેડકાજી થઇ જાય છે અને પોતાની માતા—**બીક**—મુકેલાં નાશકારક ઇંડાઓને સેવન આપી ઉચારે છે! તે પછી હિમ્મતવાંન અને મજબુત વિચારો જેવા કે "હું કરી શકીશ," "થવુંજ

જોઇએ"ની જગ્યા "ખુદાની મરજી," "આપણાથી બા થાય નહી," "અગરચે," "પણ" વિગેરે શકમંદ બાળકો લે છે એટલુંજ નહી પણ **કંટાળો** શરીરને બી તેનાં કામ માટે નાલાયક બનાવી દે છે, અને મનને સુસ્ત કરી નાખે છે. તે આપણી વૃદ્ધિને અટકાવે છે, અને આપણા સુધારાના માર્ગમાં મોટા ખડક મિસાલ હરકત કરતા થઇ પડે છે.

ચિંતા એસી ડાકની, કાટ કલેજા ખાય,
વૈદ બિચારા કયા કરે, કહાં તક દવા લગાય.

(કબીર).

એ **કંટાળા** અને **બીક**ની સૌ કરતાં જાલેમ અને ઠગાઇભરી રીત એ છે કે તેઓ આપણી શક્તિને અફસોસકારક હદ તક ખુંચવી લે છે—અને જેના બદલામાં તેઓ આપણને "લીલો ગોળ ને સુકકું નારિયળ" પકડાવી દે છે! કદી કોઇએ **બીક** અને **કંટાળા**ની હાજરીમાં ફતેહ મેળવી નથી. અરે, એ જાલેમ શેતાનોથી આપણ આપણી ફતેહના માર્ગમાં માત્ર એક ઇંચ ભર પણ આગળ વધી શકતા નથી—કદી આગળ વધી શકીશું નહીં, કારણ તેઓની હાજરીજ અવૃદ્ધિ અને અટકાવ છે તેથી તેઓની હાજરીમાં કેવી રીતે આપણ ફતેહની ઝાંખી રોશની પણ જોઈ શકયે?

દોસ્તો, ખાત્રીથી માનજો કે આપણુ આજની ફિકર, જંજાળ અને સંકટથી સુસ્ત થઇ જતા નથી, પણ ભવિષ્યની પીડા અને ફિકરજ આપણને કવખતે મારી નાખે છે. આજની ફિકર અને મહેનતનો બોજ ઉઠાવાને હું અને તમો શક્તિવાંન છિએ, પણ આપણે અજ્ઞાનપણાંમાં, કાલની, પરમ દીવસની, ચોથે દીવસની જંજાળોની તોડ ગળે વગર વિચારે ઓળવી લઇયે છિએ—ત્યારેજ આપણા બરડાનો કાંઠો ભાગી જઇ ઉપર સવાર થયલાને બેકદર ખાડામાં ગબડાવી દીએ છે!

To fear the foe, since fear oppresseth strength,
Gives in your weakness strength into your foe;
And so your follies fight against yourself.
(Shakespeare.)

અર્થ :—"તમારી નબળાઇમાં તમારા દુશ્મનથી બીવો તો તમારા દુશ્મનને જોર મળે છે અને તમારી ભુલો તમારીજ સામે લડે છે." (શેકસપીઅર.)

અરે આવતી કાલની જંજાળની ફિકર માટે આપણે જે શક્તિ, જે જોર, જે તાકાત ખરચી નાખ્યે છીએ, તેજ શક્તિ, જોર અને તાકાત આજની ફિકરનો બોજ ઉઠાવવા પુરતી છે. પણ આપણે એ સોનેરી કાયદો ક્યારે સમજ્યે છિએ? કુદરતી

એટલી માયાળુ છે કે તે આપણને આજને માટે શક્તિ આપવા ઉપરાંત ભવિષ્યમાં આવી પડતી મુશકેલી ઝીલી લેવાની શક્તિ પણ અગાઉથી આપી મેલે છે;—પણ આપણે અજ્ઞાનતામાં તે શક્તિના stock ને આવતી કાલની, આવતાં અઠવાડયાંની ફિકર પર ખરચી નાખ્યે છિએ; પણ વખત આવતાં તેવી કશી પણ ફિકર દેખાવ દેતી નથી;—બાદ જ્યારે આપણને ખરી મેહનત સામે મુકાબલામાં આવવું પડે છે ત્યારેજ આપણે માથું કુટીને યાદ કર્યે છિએ કે આપણી શક્તિ તો ખુટી ગઇ છે; અને આપણે તો નાદાર, નાચાર, બેકાર થઇ પડયા છિએ!!!

પરિણામ? તમો નિષ્ફળ જઇ હાયસોસારો ખેંચતા પડશો અને લડાઇનાં મેદાનમાં તમારા દુશમનમાંથી એકને પણ માર્યા અગાઉ દુમ દબાવી પલાયણ કરી જશો!

ગમ સમાંન ભોજન નહી, જો કોઇ ગમકો ખાય;
અમરીખ ગમ ખાઇયાં, દુરવાસા વિર લાય.

(કબીર).)

દોસ્તો, અગરજો તમો તમારી જીંદગીમાં એક પણ વેળા આ શએતાંન બીક અને તેનાં બાળકોને અટકાવાનો અને મારી નાખવાનો પાઠ શીખી લેશો, તો જીંદગી તમોને લદન નવાંજ રૂપમાં દેખાશે! ત્યારેજ તમો જીંદગીની ખરી કદર અને

જીવવાની ખરી ખુશાલી અનુભવશો. ત્યારેજ એક સુખા તંદરોસ્ત મન કેવું હોય છે તેનો ખ્યાલ મેળવશો.

ફિકર સબકો ખા ગઈ, ફિકર સબકા પીર;
ફિકરકી જો ફાકી કરે, ઉસકા નામ ફકીર.

(કબીર).

વાંદબીકરે કહયું છે :—"મહેનત માણસને મારી નાખતી નથી, પણ કંટાળો મારે છે." એકબી વેળા તમો જો ફિકરને મારી નાખવા ફતેહમંદ થશો તો તમારી આસપાસ ભરોસો, ઇતબાર અને ફતેહનીજ અસરનો છાપ પાડશો; ત્યારેજ તમો આશા, ઉત્તેજન, અને બળનો ખુશનુમાં પવન હયાં, ત્યાં, અને તમારી આસપાસ ફેલાવી શકશો! બીકનાં મરણ બાદ તમો જોઇ શકશો કે તમો મુશકેલીને કચડી નાખવા અજાયબ હદ તક શક્તિવાંન છો અને તમારી આસપાસ એક મજબુત ખેંચાણ ચાલુ રાખશો. જેમ તમો આજનો વિચાર કરો છો તો લાયક વખતે તે વિચાર કામનાં રૂપમાં—ફતેહનાં રૂપમાં—તમો સનમુખ તાબેદારીથી આવી ઉભો રહે છે, તેજ પ્રમાણે બીક અને કંટાળાના વિચારો અધુરૂં કામ અને નિષ્ફળતાના આકાર સાથ તમારી સમક્ષ રજુ થાય છે! બીક અને કંટાળાના વિચારો આપણી શક્તિ અફસોસકારક હદ તક છીનવી લેનારા ગોયા લુટારા છે!!!

આ ઉપરથી સુજ્ઞ વાંચકો જોઇ શકશે કે જ્યાં સુધી તમો ફિકરને મારી નાખશો નહીં ત્યાં સુધી તે પોતાનાં બાળકોનાં લશ્કર સાથ તમારી તરફ ધસડાઇ આવશે અને તમારી આસપાસ એક એવો ભયાનક અગ્નિ રોશન કરશે કે પતંગ્યાં મિસાલ તેની આસપાસ ગોટાં ખાઇ ખાઇ છેવટે બેધ્યાન હોમાવી તમારા કિમતી જીવનો અંત લાવશો. આ એક ભયાનક ચિત્ર છે—પણ તે ખરૂં અને અનુભવથી દોરેલું છે.

"You will find half the battle is gained if you never allow yourself to say anything gloomy.
-Child.

અર્થઃ—"જો તું કદી એક પણ ગમગીન શબ્દ ન બોલશે તો લડાઇમાં અરધી ફતેહ મેળવેલી જોશે."—ચાઇલ્ડ.

તમો પુછશો કે **બીકને** હું કેમ મારૂં? તેનો જાન કેમ લેવું? હું કહું છું કે બહુજ સેહલાઇથી. અને તે રીત આ છેઃ ધારો કે એક ઓરડો તમામ અંધારો છે. તમો શું કરશો? શું તમો છુરી તરવારથી લડવા બહાર પડશો? બારીબારણાં ખુલ્લાં મુકી રોશની અંદર દાખલ થશે કે અંધારૂં ગેબ! એવીજ રીતે તમો પણ ફિકર, બીક, અને કંટાળાનાં અંધારાંમાં કામ લેવા તમારાં મનનાં બારીબારણાં ઉંઘાડી રોશનીને દાખલ થવા દો!

તમારાં મનની બારીમાંથી હિમ્મત, ધીરજ, કોશેશ, અને ખંતની મધુર રોશની અંદર આવવા દો—કે જ્યાં બીકનો નાશ થશે. જ્યારે પણ તમારાં મનમાં એક પણ ફિકરનો વિચાર દાખલ થવા પામે કે તુરત હિમ્મત અને ઇતબારના વિચારો કરવા મંડી જાવ. તમો મરદાંને હિમ્મતની છાજતી અદાથી કહો: "હું બેફિકર છું; હું કશાંથી બીહતો નથી; હું હિમ્મતવાંન છું," અને તમારી ફિકરના અંધારા ઓરડામાં તે મધુર રોશનીને દાખલ થવા દો!

યાદ રાખશો કે,

ફિકર સબકો ખા ગઇ,
ફિકર સબકા પીર;
ફિકરકી જો ફાકી કરે,
વોહી હૈ સચ્ચા પીર.



# પ્રકરણ ૪ થું.

## યકીન અથવા શ્રધા.

"The right faith of man is not intended to give him repose, but to enable him to do his work."
—Ruskin.

અર્થઃ—"માણસનું ખરૂં યકીન તેને આરામ નહીં પણ તેનાં કામમાં ઉલટ આપવા સરજાયું છે."—રસકીન.

યકીન (faith) એ શબ્દ સમજવો સેહલ નથી. ઘણાઓ એનો અર્થ એકે કહયું અને બીજાએ માની લીધું, યાને ભોળાપણું સમજે છે. પણ એ શબ્દ એમ સમજાવો જોઇતો નથી. તે એક એવું હથિયાર છે જેને પુરતી રીતથી વાપડતાં શીખવાથી કુદરતની અને જીંદગીની હરેક હિલચાલને આસાંન બનાવી શકાય છે. તે એક શક્તિ છે જે દરેક કામોને ફતેહનાં રૂપમાં બદલી નાખવાનું મહાન કિમિયું ધરાવે છે. આપણી બાબદ, જે પ્રમાણિક પૈસા મેળવવાને લગતી છે, તે સાથ આ યકીનની બાબદ કદાચ કોઇને બંધબેસ્તી નહીં લાગશે. પણ જેઓએ આ મારી બાબદનું ખરાપણું જોઇ લીધું છે, તેઓ તો પઇસા

સંબંધી ફતેહ અને **યકીનને** એકજ ચીજની બે બાજુ—ગોયા એકજ અંગના બે ભાગો—માની લે છે.

જેને પ્રમાણિક પૈસા સંબંધી ફતેહ મેળવવી હોય તેને (ક) ખુદ પોતામાં **યકીન** જોઇએ. (ખ) પોતાના બાઇબંધમાં **યકીન** જોઇએ (ગ) ખુદ કુદરતના **કાયદાઓમાં** **યકીન** જોઇએ. આપણામાં **યકીન** ધરાવવું એ પેહલું અગત્યનું છે;— જે વગર એક માણસ કોઇ પણ ચીજને હાંસેલ કરી શકે નહીં; જે વગર તે બીજા શખ્સો ઉપર પોતાની અસર ફેલાવી શકે નહીં; જે વગર તે પોતાની ફતેહ માટે કોઇ પણ ચીજને પોતા તરફ ખેંચી શકે નહીં. બીજાઓ તમારામાં યકીન ધરાવે તે અગાઉ ખુદ તમોએ તમારામાં યકીન ધરાવવું જોઇએ છે. અગરજો એક શખ્સ ખુદ પોતાનામાં **યકીન** ન ધરાવતો હોય, હિમ્મત અને ઇતબાર ન રાખતો હોય, તો તે પોતાની આસપાસ તેની નાશકારક અસર ફેલાવે છે;—જ્યારે પોતામાં અને પોતાની ફતેહમાં **યકીન** રાખતો આદમી તેવુંજ **યકીન** પોતાની આસપાસનાઓમાં પેદા કરવાની શક્તિ મેળવે છે. ધ્યાન આપજો, દોસ્તો, કે જેઓ પોતામાં **યકીન** ધરાવે છે તેઓજ ઉપર દુન્યાં **યકીન** બાંધે છે.

તમોને દરેક રીતે લાયક છે કે **જાતી-યકીન** મજબુતાઇથી તમો ખીળવો. આપણામાં **યકીન** ધરાવવું એ માત્ર

આપણી આસપાસનાઓમાંજ મોટી અસર ફેલાવશે એમ નથી, પણ ખુદ આપણાં **મનની** ખાસ્યત અને વલણમાં પણ મોટો ફેરફાર કરશે. મનની નિર્બળ (જુઓ પ્રકરણ ૨ જું) ખાસ્યતથી જો આપણાં મનને ભરતું રાખ્યે, તો નવા વિચારો અને ખીલતા ખ્યાલોને કચડી નાખતાં એક સુંદર માનસિક છોડવાને આપણ કચડી નાખ્યે છિએ. તેને બદલે જો એક શખ્સ પોતાની ઇચ્છા, પોતાની શક્તિ, પોતાની મુરાદ, પોતાની યુક્તિ અને ફતેહમાં **યકીન** ધરાવે તો તે શખ્સનાં મનનો બાગ મુરાદનાં ફળોથી સદા ખુશનુમાં રહેશે; અને હરેક દિવસે નવા વિચારો, ખીલતા ખ્યાલો, અને નવી આશાઓનાં ફુલો ખીલતાંજ જશે. અને એ ફળફુલને ખીલવવાની એકજ રીત છે, જે "હું કરી શકીશ; હું કરી શકું છું" એમ કહી હિમ્મતથી બજાવામાં સમાઇ છે.

એ સાથે તમો જો યાદ કરશો કે તમારાં મનની ખાસ્યત મુજબ, તેને લગતા નવા વીચારો, નવી ચીજો ધસડાઇ આવે છે;—ત્યારે તમો ખ્યાલ કરો કે તમારી જાતિ યકીનના પ્રતાપથી, ઉપલા **કાયદા** મુજબ, તમો તમારી મુરાદે કેટલી ઝડપથી અને આસાનીથી પોંહચી શકશો ?

અમેરિકાનો એક મોટો વેપારી ખરી દાનાઇથી કહે છે: "ભરોસો એ સર્વે વેપારનો પાયો છે;" અને તે ખરંજ કહે

છે. કારણ **જો આપણે** આપણા બાઇબંધમાં ઇતબાર **અને** યકીન ન ધરાવ્યે તો આપણો સઘળો વેપાર, ધંધો, રોજગાર, બંધ પડી જાય. એક વેપારી હજારો રૂપીયાનો માલ બીજા વેપારી સાથ, **માત્ર ભરોસાપરજ** આપ-લે કરે છે; તેને સાફ ભરોસો છે કે સામેનો વેપારી રૂપીયા ભરપાઇ કરી આપશેજ. તેજ રીતે તમારો કણિયો, ધોબી, મોચી, ઘાંચી, દરજી અને વેપારી તેવાજ ભરોસાપર હર મહિને ઉધાર ધીરે છે. **એજ કાયદો** 'બીઝનેસ વરલ્ડ'માં કામ કરે છે. તમો બીજા સાથ કામ પાડો તે અગાઉ તેનામાં ભરોસો જરૂર જોઇએ. હું એક સાદો સવાલ કરીશ. તમારો કુમીનો, પરજાત હજામ એક તેજ હથિયાર લઇ તમારી સામે આવે છે તો તમો તમારૂં કિમતી ગળું તેના હાથોમાં કેવા ભરોસા પર આપો છો?

"I have learnt that there is wisdom in a policy of trust and folly in a policy of mistrust."
—Gladstone

અર્થઃ—"હું શીખ્યો છું કે વિશ્વાસની રૂધીમાં ડહાપણ છે, જ્યારે બેવિશ્વાસમાં મુર્ખાઇ છે"—ગ્લેડસ્ટન.

આપણે ઘણા શકીલા હોઇએ છિએ. આપણે હંમેશ શક લાવ્યે છિએ કે ફલાણો ચીણો તો મને ઠગવા માંગે છે, બુરી

ધાનત ધરાવે છે વિગેરે. આ બાબદમાં આપણ ડહાપણથી વરતતા નથી. ભલી ભલાઇ, દોસ્તી અને ભરોસાનો ગાંઠ આપણાં ભાઇબંધો સાથ **શરૂઆતમાં** બાંધ્યે અને હરેક ચીજની અપક્ષપાત તપાસ કરી એક યા બીજી તરફ ચુકાદો આપ્યે, તે તદ્દન વાજબી છે.

દરખ્તે દોસ્તી બેનીશાં, કે કાંમે દિલ બેબાર આરદ;
નેહાલે દુશમની બરકન, કે રંજે બેશુમાર આરદ. —(હાફેજ)

અર્થઃ—"મિત્રાચારીનું ઝાડ ઉગાડ કે તારાં દિલની મકસદ પુરી થાય; દુશ્મનીનાં ઝાડને ઉખેડી નાખ કે જેથી બેશુમાર દુઃખો ઉપજે છે."

એ ઉપરાંત, જે અગત્યની ચીજની જરૂર છે તે **કાયદા** માં ભરોસો જોઇએ. આ બાબદ કદાચ તમોને વિપરીત લાગશે પણ સેહજે વિચાર કરતાં આ બાબદનું ખરાંપણું તમો જોઇ શકશો.

ભ્રમ મિટા તબ જાનિયે, અચરજ લગે ન કોય;
એ લીલા હય રામકી, નિરખો આપ ખોય. (કબીર.)

તમોને અજાયબી લાગશે કે મોટા વેપારીઓ અને ફતેહમંદ ધંધાદારીઓને કોઇ અણદીઠ ચીજ મદદ કરતી હોય એમ

લાગે છે. તેઓ પોતે પણ એ **ચીજ** **શું** છે તે **જાણતા** **નથી.** કોઇ તેને 'નસીબ' કહે છે; બીજાઓ 'તકદીર' લેખે છે; ત્રીજાઓ 'લખ્યા લેખ' બોલે છે. ગમે તે હો, પણ એટલું તો ખરૂં કે ગમે તેવી મુસ્કેલીમાં પણ તેઓ મજબુત **યકીન** **રાખી** ફતેહ મેળવે છે. એક ચુનંદા વેપારીને બારિકીથી તપાસો, અને જોકે કોઇ પણ **દેખઇતી** મદદ ન હશે છતાં તે ફતેહની આશામાં **યકીન** **રાખીને** કામ કર્યાજ જાય છે. એ બાબદ તમારા કોઈ ચુનંદા વેપારી મિત્રને પુછો. જુઓ કે તે આ બાબદને માને છે કે નહીં. ત્યારે એ શું છે? એ અણદીઠ મદદ કરતી ચીજ, જેને આપણે નસીબ કહગે છિએ, તે કાંઇજ નહીં પણ આપણી જીંદગી અને ધંધારોજગારના મુકરર **કાયદાઓમાં** યકીન છે; અને એક શખ્સ જેટલા પ્રમાણમાં તે **કાયદાઓને** પાળે છે, તેટલા પ્રમાણમાં ફતેહ મેળવે છે. એ રીતે **યકીન** ગોયા એક રસ્તો છે, જેમાંથી ફતેહની મોલાકાત થઇ શકે છે.

હું કદીજ નથી શકતો કે તમોને બીહવાનું શું કામ હોય? તમો મોતરકાર, ત્રામ, યા અડયળ ટટ્ટુના ખડખડપાંચમ તોંગામાં બેસી છાપો વાંચતા નચિંતે બેસશો કે ડ્રાઇવર તમોને તમારી મુકરર જગ્યાએ પહોંચાડશે; એવોજ ભરોસો તમો તમારી દરરોજની જીંદગીમાં દેખાડો. ભરોસા વગર વેપાર વણજ ચાલી

શકેજ નહીં. **તમારો** ગાડીવાળો રસ્તે રસ્તે વળાણુ લેશે ને ઉપર તમારો ભરોસો છે તો કાંય નહીં **કાયદા**ના જુદા જુદા માર્ગમાં તેવુંજ **યકીન** તમો ધરાવતા? **શું** તમો એમ માનો છો કે દુન્યાનો સઘળો વેપાર, વણજ, વહિવટ, માત્ર 'અકસ્માત,' 'ચાન્સ,' અથવા "અલ્લાહ જાણે બેલ કિધર ચલતા હૈ" પર ચાલે છે? ધ્યાન આપજો, દોસ્તો, કે 'અકસ્માત' યા 'ચાન્સ' જેવી કોઇ ચીજ છેજ નહીં. સઘળું બારિકમાં બારિકથી તે મોટામાં મોટું કામ **કાયદાથીજ** ચાલે છે. અને જેમ પૃથ્વી ગુરૂત્વાકર્ષણ (gravitation) ના **કાયદા** ઉપર આધાર રાખે છે તેટલોજ આધાર પઇસા સંબંધી ફતેહ પોતાના **કાયદા** પર રાખે છે.

તમો જેમ સાયન્સ, જેવી કે મીકેનીકસ, રસાયણ, હિસાબ, કે ખગોળનો અભ્યાસ કરી તેના **કાયદા** પર ભરોસો રાખો છો, તો કાં' નહીં તમો તમારા ધંધા રોજગારનો **કાયદો** પીછાની તેની ઉપર ભરોસો લઇ આવતા? તમારી પઇસા સંબંધી ફતેહનો મુખ્ય આધાર તમારાં યકીનપરજ છે.

દોસ્તો, તમો તમારા ઓળખાણવાળા ધંધાદારીને તપાસો અને જુઓ કે હું જે કહું છું તે વાજબી છે કે નહીં અને ત્યારેજ તમારી આંખ્યો ઉઘડશે.

" By faith and faith alone what we cannot do"—(Tennyson.)

" નહી થતી ચીજ આપણ યકીન અને યકીનથીજ કરી શકયે છિયે."—તેનીસન.



# પ્રકરણ ૫ મું.



## માણસમાં રહેલી છુપી શકિતઓ.

There is an inmost centre in us all,
Where truth abides in fullness; and around,
Wall upon wall, the gross flesh hems it in,
This perfect clear perfection, which is truth.

અર્થ:—"આપણા બાતેનમાં એક ચક્ર છે જ્યાં સચ્ચાઈ સંપુર્ણ પડેલી છે; પણ તે ચોખ્ખી સંપુર્ણતા—જે સત્ય છે—તેને આ જડ માસ (યાને શરીર) દિવાલની માફક ઘેરી લે છે."

એક ઈંગ્રેજ લેખક કહે છે:—"માણસમાં ઘણીક શક્તિઓ સુસ્ત થઇ પડી છે; અને તેની માત્ર ઝાંખી રોશની પણ માણસ જોવા શક્તિવાંન થાય તો આ દુન્યાની તેની જીંદગી વધુ કિમતિ બને અને તેને નવી જીવનશકિત આવે." (લોવેલ.)

એક પુરૂષ જે પોતાને ચોક્કસ કાયદાઓની હદમાં બંધાયલો માને, અને પોતાની કેટલીક જાહેર શક્તિઓ ખીલવવા ઉપરાંત વધુ કશું કરી શકે નહીં એવો વિચાર રાખતો હોય,

તો તે પોતાની લાયકાત અને શક્તિનું ઘણું હલકું તોલ કરે છે. એટલું તો ખરૂં કે આપણામાંનો ઘણોજ નાહનો ભાગ એ છુપી શક્તિઓ મેળવવા નસીબવંત થયો છે. જ્યારે આપણામાંનો મોટો ભાગ પોતાની જીંદગી પુરી કરી ઉંડી ઘોરમાં, કે આતશી ચેહમાં, કે સુર્યડાહ થઈ પોતે ખતમ થાય છે. અફસોસ, તેઓને કશો ખ્યાલ ન હતો કે તેઓમાં એવી શકિતઓ સુસ્ત પડી હતી, જેને જો તેઓ જાગૃત કરતે તો તેઓ વધુ ભલી, વધુ ઉંચી અને વધુ નકલ કરવા લાયક જીંદગી ગુજારી શકતે.

જુદી જુદી લાઇનમાં ફતેહ પામેલા બખતાવર નરો તમોને કહેશે કે તેઓની જીંદગી વેળા તેઓને મોટી જોખમદારી અને જવાબદારી સામે થઇ હતી; નવાં અવ્યવહારૂ કામો કરવાં પડયાં હતાં; અને ઘણાં અસાધારણ પગલાંઓ કુદાવા પડયાં હતાં. પણ તેઓએ મોટી અજાયબીથી જોયું કે તે સઘળાંને બજાવાને તેઓ પાસ કાંઈ નવી શક્તિ, કાંઈ નવી લાયકાત અને નવું જોમ આવ્યું હતું પણ તેઓની ખરી કસોટી તો નવાં મુશકેલ કાંમ વેળાજ કસાઇ હતી. જો તે વેળા તેઓએ, આપણામાંના ઘણાકોની માફક એમ કહયું હતે કે "મારાથી થઇ શકે નહી; હું કરીશ નહીં," તો અફસોસ, ફતેહના દાદરનાં પહેલ્લાંજ પગદયાં પરથી તેઓ જીવલેણ તપકાઇ જતે! પરંતુ એજ

વેલા તેઓ બહાદુરીથી મજબુત ઉભા, અને પોતાની ફતેહની આશાને વધું પ્રફુલિત કીધી; તો પોતાની અજાયબીથી તેઓએ જોયું કે તે કાંમ બનાવાને અને કરવાને તેઓ પાસ કાંઇ નવી શક્તિ, નવું જોમ આવ્યું હતું !!!

ધ્યાન આપજો, દોસ્તો, કે આ વાત અવ્યવહાર અને અસાધારણ નથી. તે તો ફતેહમંદ માણસોને માટે, તેઓના ખોરાક મિસાલ, વ્યવહાર અને સાધારણ થઇ પડી છે. અને તેવાંજ માણસો જાણી શકે છે કે મનના ગુંચવણભરયાં યંત્રમાં ઘણીક છુપી શક્તિઓ, નહીં જણાયલી કુશળતા, અને લાયકાત તેઓનાં કામનો વારો આવે ત્યાં તક શાંત રીતે પડી છે. માણસાઇ મન કાંઇ વિચિત્ર છે. તે જેમ ધારવામાં આવે છે તેટલું સાદું નથી. તેના ઉંડાણમાં ઘણાક નવા રસ્તાઓ, ઓરડાઓ, અને ચીજો બેમાલુમ પડી છે. અને સાયન્સે તે ઉંડાણમાં ઘણાક નવા રસ્તાઓ, ઓરડાઓ અને ચીજોની શોધ કરી આપણને અજાયબીમાં ગરકાવ કરી મેલ્યા છે. અરે આપણા સ્વપ્નામાં પણ માનવામાં ન આવે એવી શક્તિઓ આપણાં મનમાં પડી છે; સમજમાં પણ નહીં આવે એવી કુશળતા અને લાયકાત કાટ ખાતી ભેજાંમાં વેરવિખેર પડેલી છે. પરંતુ—એકજ નવો અવાજ, એકજ નવો હુકમ, એકજ નવી જોખમદારી, અને

તેનાં ભાગ્યનાં ચક્કરનું એકજ વાર જોશમાં ફરવું, તે સઘળી શક્તિઓને આયના માફક તેની સામે ખુલ્લી કરી બતાવે છે;—એટલુંજ કે તે ધણી હિમ્મતવાંન અને તેની કસોટીમાં મક્કમ અને દ્રઢ હોય! પણ અફસોસ, ઘણાજ થોડાઓ તે હિમ્મત અને મક્કમતા ધરાવે છે. **તમો ધરાવો છો?**

હું એક એવા ધણીને ઓળખું છું જેની ૩૮ વરસની જીંદગી માત્ર કામ ધંધામાંજ પસાર થઇ હતી.—જેને કદી જાહેરમાં લખવાનો સંજોગ થયો હતો નહી. એકાએક અને એ સાધારણ છે કે, તેના ભાગ્યે પળટું ખાધું, તેની સરજતે દગો દીધો; અને જે સુખ, વૈભવ અને પઇસા તેને અનુભવ્યા હતા, તે તેની પાસથી જબરન છીનવી લઇ તેને એક કંગાલ, અને મહોતાજ બનાવી દીધો! તેની તંદોરસ્તી ગંભીર હદ તક લથડી ગઇ. જે દરમ્યાન, એક દોસ્ત સાથ તેની મોલાકાત થઇ. તે દોસ્ત, તંદોરસ્તી પર લખાયલા એક નિબંધમાં કેટલુંક નવું ઉમેરવાની ગડબડમાં હતો. તેણે પેલાને પુછ્યું "તુંએ કદી જાહેરમાં લખ્યું છે?" પેલાએ ડોકું ધુણાવ્યું. "સારૂં, તારામાં જો હિમ્મત હોય તો બહાર પડ! ઘણું જરૂરનું કામ છે." ત્યારે પેલા સરજતના શેકારે જવાબ કર્યો કે "હા મારામાં હિમ્મત છે! હું જાણે એક નાનો છોકરો છું જે એક પતંગ્યાંને

પકડવા મથન કરે છે તેને તું કહે છે 'તું પકડી શકશે કે નહી,' જેના જવાબમાં હું હિમ્મતવાંન બાળક મિસાલ જવાબ આપું છું કે, "શર્ત માંડો, હું પકડી શકીશ," તેથી હું પણ તેજ માફક કહું છું, હું કરી શકીશ," અને તમે માનશો, કે તેણે તે ફતેહમંદીથી બજાવ્યું !

સાંભળો ! તેણે કદી અજમાવેલી નહી ચીજ તે કલમ-ખડિયો લઈ લખવા બેઠો. તેણે લખવા માંડયું. તે એક હિમ્મત અને નહીં સમજી શકાય એવી ઉલટનું કામ હતું. તેની આશા અને ઇચ્છા સર્વોપરી હતી. તેના હાથો મશીનની માફક ચાલતા હતા, અને તેને પોતાની હદ બાહર અજાયબીથી જોયું કે તે સહેલાઇ છતાં આટલી ઝડપથી કલમ દોડાવ્યો જતો હતો. તે છપાઇ, વંચાઇ, વખાણ પામી !

આ ફતેહ પછી આજ સાત વરસ થયાં છે કે તે ચોપડી, ચોપાનિયાં, અને પુસ્તકો લખવામાં પોતાનો વખત ફતેહની 'વાહ' વચ્ચેજ પુરો કરે છે. માત્ર ૬ મહિનાની નજીવી મુદતમાંજ તે એક મોટું પુસ્તક લખી શકયો, જેની આજે ૨૦ મી આવૃત્તિ બહાર પડી ચુકી છે. અને તેનાં દજનબંધ પુસ્તકો એટલીજ વિખ્યાતિ પાંમી આવૃત્તિઓ પર આવૃત્તિમાંથી પસાર થયાં છે. તે પોતાની ફતેહની અસાધારણ ઉલટ લઇ એક ચોપાનિયું

પરવરતાવે છે, જેની મહિનાની નકલો લગભગ એક લાખ જેટલી નીકળે છે.

આ સઘળું છતાં, ભલાં વાંચકો, તે ધણીએ પોતાના જન્મમાં કદી કલમ પકડી ન હતી. તેને ગોયા એક અકસ્માતિક તક મળી ગઇ જેને તેણે સુવખતે પકડી લીધી. અને બીકણ અને હિચકારા જવાબ દેવાને બદલે એક વાર્તાના નાયક છોકરા મિસાલ "હું કરી શકીશ," નો બહાદુરીભર્યો જવાબ દીધો. તે એક સખત કસોટીમાંથી પસાર થયો; અને દેખઇતી નહીં બની શકે એવી ચીજ સાથ બાથોબાથ લડયો—અને તેણે અજાયબીથી જોયું કે તેનામાં નહીં ધારેલી, નહીં અનુભવેલી હિમ્મત, શક્તિ, અને જોશ મોજુદ હતાં !!!

દોસ્તો, શું આ **માત્ર** હિમ્મત અને ધીરજનુંજ શીક્ષણ આપે છે? ના, એમ નથી. તે તો એક મહાન સબક શીખવે છે કે દરેક માણુસની અંદર કેટલીક નહીં જણાયલી શક્તિઓ પડેલી હોય છે,—કે જે પોતાના ધણીના હુકમની રાહ જોય છે; જે કોઇબી વેળા બાહાર કુદી પડવાને તત્પર હોય છે, અને તક મળતાંજ ગમે તેવા મુશકેલ કામને જળોની માફક જવાને તૈયાર અને તેજ છે !!! અને એ શક્તિઓની હાજરી પિછાનવી એ ગોયા ફતેહના દાદર પર પગલું મુકવા બરાબર છે!

આ શક્તિઓની હસ્તી નહીં પિછાનવાનાં પરિણામમાંજ તમો પઇસા સંબંધી ફતેહ માટે મુઝાવો છો. દોસ્તો, જ્યારેથી તમો મુશકેલીની સામે થશો અને હિમ્મતથી જવાબ આપશો કે "હું કરી શકીશ," તો ખાત્રીથી માનજો કે તે હિમ્મતને પુષ્ટી અને જવાબ આપવા તમારી અંદર કંઇ કંઇ શક્તિઓ ખિલી નીકળશે, અને ડહાપણ, લાયકાત, શક્તિ, કુશળતા અને જ્ઞાનનો પ્રવાહ જોશબંધ વેહવા માંડશે!

મિત્રો! હું તમારી પાસથી કાલનાં નવાં પ્રકરણ માટે રૂખસત લઉં તે આગમચ મને સમજી લેશો: કોઇ પણ મુશકેલી પછી તે તમારાપર જબરીથી મેળવામાં આવે કે તમો તેની સામે થાવો, તો તે હાથમાંથી છટકવા દેતા ના. પણ અંતકરણથી તમો પુકારજો, "હું કરી શકું છું અને આ કામને હું કરીશ ને ફર કરીશ." જો તમો લાયક ન હતે તો તે મુશ્કેલી કદી સામને આવતેજ નહીં; અને આવો છે તો તે પુરવાર કરે છે કે તમારામાં લાયકાત હોવીજ જોઇએ. પછી તમો ખચિત અજાયબીથી આંગળી કરડશો કે નવી મુશકેલીની વેડ ઝિલવા તમારામાં ન ધારેલી શક્તિઓ ખિલી નીકળી છે.

એટલું યાદ રાખશો કે તમોને વાંચવા ગમે તેટલા માટેજ 'ગપ-સપ' નો કોઇ ટુચકો હયાં મેં જોડી કાઢયો નથી,—તેથા

ઉલટું દરેક ફતેહમંદ બાનુ અને ગ્રહસ્થની અનુભવેલી આ બિના છે. તેઓને સેહજ પુછી જોવ અને તેઓ ઉત્તર વાળશે કે હા, વખતો વખત એવાં મુશકેલી અને તકો હમારી સાંમે થઇ હતી; જેનાં પરિણામમાં નવી શાક્તઓ હમારામાં ખીલી નીકળી છે. કાયદો છે કે,

માગણી હમેશાં ફતેહ, આશા, હિમ્મત, અને શક્તિને તેડી લાવે છે.



# પ્રકરણ ૬ ઠું.

## લાલચ.

"Ambition in a better sense, the motion of a resolute and potent genius to use strength for the purposes of strength, to clear the path, dash obstacles aside, force good causes forward"— said of Gladestone by John Morley (Vol. I P. 218.)

અર્થ:—ગ્લેડસ્તન માટે લખતાં જોન મોરલી કહે છે: "વધુ ઉંચા અર્થમાં લાલચ એક અદ્ભુત ભેજાના આદમીની હરકત છે જેથી તે બળને માટે બળ વાપરે છે, માર્ગમાંથી મુશકેલી દુર કરે છે, હરકતોને દુર કરે છે, અને ભલાં કામોને આગળ પાડે છે."

આહા! કેટલો મધુર શબ્દ! એનો માત્ર અવાજજ કેવો એક માણસના જીગરને ઉશ્કેરી મેલી તેને આશા અને ઉમંગથી તડબોર કરે છે! એના માત્ર એકજ મીઠા સ્પર્શથી કેવો ઝાડ તળે અરડાઇ પડેલો અફલાતૂન આળસુ પણ એકજ ઝપાટે ઉઠી ફતેહ માટે ચાલાક બની જાય છે!!

પણ હું પુછીશ કે **લાલચ** એટલે શું? ખચિત, એનો અર્થ એક ચીજને મેળવવાની ઇચ્છાજ માત્ર નહી પણ હું તેથી વધુ કરૂં છું. આપણાં મનમાં રહેલી ઉંચી ઉમેદોને આપણાં કામ વાટે દેખાવ આપવો અથવા તે ઉમેદોને બર લાવવી, એ **લાલચ**નો ઉંચો અર્થ છે. અને એક કામ યા ફતેહ મેળવવા અગાઉ **લાલચ** પહેલ્લી જોઇએ. અને એ **લાલચ**ની પણ અગાઉ ખુદ લાલચની ભૂખ જોઇએ. એ મુજબ, જેબી કાંઇ તે માનસિક ભૂખને ઉસ્કેરી મેલે છે તે પોતે **લાલચને** જન્મ આપે છે, જે પછી ફતેહની ઉમેદ જન્મ લે છે. પરંતુ એ માનસિક ભૂખને કેમ ઉસ્કેરવી?

એ વિષેનો **કાયદો** એ છે કે માનસિક ભૂખને ઉસ્કેરવા એક ઉંચો ખ્યાલ, એક ઉંચો ideal જોઇએ. જેમ પેટમાં ખોરાકની જરૂરયાત આપણી આંખ, મોહડાં, અને હાથને સુસ્ત બનાવી દે છે, તેમ માનસિક ભૂખને ઉસ્કેરવા ઉંચા ખ્યાલ અથવા ideal ની જરૂર છે. જો તમો તમારી હાલની જીંદગી પર સંતોષ પકડી પેટ પસવારતા બેસી રહો, તો તેનો અર્થ એજ છે કે વધુ સારી જીંદગી શું છે તે તમો જાણતા નથી. તમોએ કદી વધુ સારૂં જોયું નથી—તમોએ કદી વધુ ભલું સાંભલ્યું નથી—અથવા તો તમો એક અફલાતૂન આળસાઇના

થેલા છો! જેમ એક આફ્રીકાનો જંગલી પોતાની તેજ લાકડી વડે જમીન ખેડે છે, તેણે હળ યા હથિયાર નહીં જોયલાં હોવાથી તે તેને ચાહતો નથી, અને પોતાના બાપદાદાની જરીપુરાની રીત પ્રમાણે ચાલ્યો જાય છે. પણ જ્યારે હળ યા હથિયાર એકાદ ખેતરમાં તે કામ કરતાં જુએ છે કે અજાયબીથી આંખ ફાડીને તે નિહાળે છે. જો તે સેહજ પણ સમજ અને વિચારશક્તિ ધરાવતો હશે તો તે નવાં હથિયારો માત્ર જોવાની પણ હોંશ તેનામાં જાગૃત થશે. તે તેને કલાકો સુધી જોતો ઉભો રહેશે અને વિચાર કરશે કે તે હથિયારોથી જમીન કેટલી સહેલાઇથી અને જલ્દી ખેડાય છે. જો તે વધું સમજદાર હશે તો તે હથિયાર મેળવવાની તેને ઉમેદ થશે. તે તેને મેળવવા ઇચ્છશે, અને આજ માનસિક ભુખ તેની **લાલચ**ને જન્મ આપશે.

આ ત્યારે બારિક વખત છે. **લાલચ**ની અગાઉ તેને માત્ર ઉમેદ થઇ હતી. અને હવે **લાલચ**ના જન્મવાની બાદ તેનામાં "હું લઇશ, હું કરીશ" જેવી મજબુત ઇચ્છા (will) દાખલ થશે. આ ત્યારે **લાલચ** છેઃ એટલે, **મજબુત ઈચ્છાથી જન્મ પામતા જોરાવર વિચારો.**

ત્યારે, ઉમેદ અને ઇચ્છા (will) વગર **લાલચ** હોઇ શકેજ નહી. ઇચ્છા વગરની ઉમેદ **લાલચ** નથી. હું એક ચીજ

ગમે તેટલી ચાહું પણ જો તે મેળવવા ઇચ્છા (will) ને જન્મ ન આપું તો જમીનમાં રહેલું **લાલચ**નું બીજ ત્યાંજ સુકાઈ જઇ મરણ પામે છે. એજ વેળા, હું મજબુત ઇચ્છા ધરાવું પણ તેને ઉસ્કેરવા તેટલીજ મજબુત ઉમેદ ન હોય તો કદી બી **લાલચ** મારામાં જન્મ પામશે નહીં.

ત્યારે, **લાલચ**ને જન્મ આપવા માટે પહેલ્લે તો મજબુત ઉમેદ જોઇએ; પછી તે ઉમેદને બર લાવવા તેટલીજ જોરાવર ઇચ્છાશક્તિની જરૂર છે. ત્યારે અને ત્યારેજ **લાલચ** જાગૃત થશે.

ફતેહ અને પોતાની મુરાદે પહોંચેલા હરેક શખ્સને જુઓ કે તેનામાં **લાલચ** હદ બાહર ખિલેલી હોય છે. એક મુજબુત ઉમેદ અને તેની સાથે પગલાં ભરતી મજબુત ઇચ્છા દોડયાં જાય છે. રોમની શેહેનશાહતને તેની મહાન સ્થિતિ ઉપર પુગાડનાર સીઝર કે યુરોપના હાડેહાડ ધ્રુજાવનાર નેપોલ્યન કે આજની વીસમી સદીના અફલાતુન વેપારીઓ, સેલ્સમેનો અને ધંધાદારીઓની જીંદગીનો અભ્યાસ કરો તો તમો અજાયબીથી જોશો કે તે સઘળાઓમાં **લાલચ**નો ચેરાગ ઘણીજ મજબુત રોશની આપતો હાલ ને હમેશને માટે જળતો અને બલ્યો જાય છે!

મુશકેલી માત્ર એટલીજ છે કે આપણને નાનપણથી એવી ટેવ પાડવામાં આવી છે કે ગળ્યું ગળ્યું ખાઇ પેટ પસવારતા

બેસી રહી દુન્યાનો મેહમારા જોયા કરવું. પણ દોસ્તો, એ કાંઈ કુદરતી નથી. આપણી જીંદગી માટે જેબી કાંઇ ભલું છે તેની પુષ્ટી માટે ખુદરતે આપણાંમાં મજબુત ઉમેદ મુકી કે જે છે, સાથે મજબુત ઇચ્છા પણ જોડી આપી છે;—ખુદ કુદરતની દરેક પેદાયશમાં તમો એજ **કાયદો** કામ કરતો જોશો. વનસપતિથી તે જાનવરી પેદાયશ પણ એજ **કાયદાને** તાબે છે. પણ માણુસ—અજાન માણુસ—પોતે છુટાપણું ધરાવતો હોવાથી, ખુદ પોતાને જન્મ આપનાર માયાળુ માતા—કુદરત—સામે બંડ ઉઠાવી તેણીના **કાયદાને** તાબે થવા જીનાહાર ના પાડે છે. જેઓ તાબે થયા છે તેઓ આપણા મહાન અને માનવંત નરો છે; જ્યારે આપણામાંનો લગભગ સઘળો ભાગ ફટાંઉ બની નામના અને નેકી વગર કયાં ને કયાં પસાર થાય છે!

એ વિષે કોઇ પણ કારણ છેજ નહીં કે શા સારૂ હું વધુ ભલી, વધુ ઉંચી, વધુ નામવર જીંદગીએ જીવવા ન ચાહું? એ વિષે કોઇ પણ સબબ છેજ નહીં કે શા માટે હું મારાં મગજમાં ભમતી ભલી મુરાદોને ખીલવવાને કોશેશ ન કરૂં? શા માટે હું મારા બીજા ભાઇબંધોના હાથમાં દરેક ભલી ચીજ જોઇ તે લેવા ન તલપું? તમે પુછશો કે આ તો હું અદેખાઇ કરૂં છું. ના, હું અદેખાઇ નથી કરતો, પણ બીજા પાસે જે

ચીજ છે તેવી હું પણ ચાહું છું. ભલે, તેઓને તે ચીજ મુબા-રક પણ મારે માટે તે કયાં છે? કાંય નહીં હું પણ તે મેળવવા કોશેશ કરૂં? દોસ્તો, ત્યારે આ અદેખાઈ નથી પણ વખાણવા જોગ ઉચી લાલચ છે!

એવી ઉચી લાલચ પ્રસંશાને પાત્ર છે. આપણામાંના દરેક જન માટે ઉચી અને પસંદ પડે એવી ચીજો દુન્યામાં વેરવિખેર પડી છે પણ તે માટે માગણી કયાં છે? માગણી છે તો મજબુત ઇચ્છા કયાં છે? તમો **કાયદા**ની હદમાં રહીને તે ચીજને માંગો અને મેળવો! તમારી **લાલચ**ને જાગૃત કરો અને તે ધરાવા શરમાશો નહીં. તેને આગળ ચલાવો, દોડાવો, ધસાવો. દોસ્તો, તમારી જીંદગીના બાગમાં **લાલચ** કાંઇ જંગલી છોડવો નથી પણ તે તો પુષ્ટીકારક તાકાતવર એક ઝાડ છે, જેનાં તેવાંજ મીઠાં ફળ છે.

**લાલચ**થી દુન્યામાં ભારે ખરાબી થઇ છે એવા વિચારોથી ગભરાશો નહીં. કારણ કુદરતનો દરેક **કાયદો** ભલાં યા બુરાં માટે વાપડી શકાય છે. પણ તેથી કાંઇ એમ નથી ઠરતું કે તમો તે ભલાં માટે વાપડયા વગર બેસી રહો. છુરીએ કાંઇ હજારો ગળાંઓ કપાયાં છે, તરવારે લખ્ખો ડોકાંઓ ઉડયાં છે, કેળવણીએ સેંકડોને મગજથી બેમગજ કર્યાં છે પણ તેથી કાંઇ એમ નથી ઠરતું કે તમો છુરી વગર કાંદાને આખા ને

આખાજ ચાવી જાવો અથવા તમારા દુશ્મન સામે તરવાર વગર લાકડી લઇ બહાર પડો અથવા કેળવણી વગર જંગલી બુઠા જેવા રહી જાવ ! સૌ કરતાં સરસ ઉપાય એજ છે કે તે હથિયાર ધરાવી તમારામાં વસ્તા અને તમારી આસપાસ ભમતા હજાર જાતના દુશમનોને રેંહસી નાખો !

તમારા વપડાસ માટે કુદરતનો **કાયદો** પડેલો છે. અગરજો તેનો લાભ તમો તમારા દુશ્મનને આપશો તેટલું તમોજ ખોવશો. જ્યારે ડાહ્યો, ભણેલો અને સમજદાર આદમી તે **કાયદાને** પહેલાંથીજ હાથમાં લઇ પોતાની ફતેહ ઉપરાંત પોતાના દુશ્મનને જેર કરે છે. થોડાઓ એ **કાયદાને** ધરાવી આજે ખાનેખરાબી કરે છે એ ખરી વાત છે પણ જ્યારે દુન્યાનો મોટો ભાગ તે **કાયદાને** ધરાવશે તો તે થોડાઓને ચાનક મળશે. કારણ કે હમેશાં એવો કાયદો છે કે જ્યારે એક ચીજ ઘણાને ખબર હોય છે, તો તેનો ગેરઉપયોગ કરવા આપણ ગભરાઇએ છીએ.

તેથી મિત્રો, બાંગેબુલંદ કેહતા તમો શરમાશો નહીં કેઃ– "હા, અહસ્થો, હું ચાહું છું અને તે મને જરૂર જોઇયે ! તે ઉપર મારો કુદરતી હક **છે** અને તે હું **કાયદા** પાસે માંગું છું !!" **તેથી પ્રમાણિક** પઇસાની ફતેહ માટે **તમો** લાલચુ **બનો, જે** એક સોનેરી કાયદો છે.



# પ્રકરણ ૭ મું.



## ઉમેદ.

આગલાં પ્રકરણોમાં હું વારેઘડીએ **ઉમેદ** (desire) અને **ઈચ્છા** (will) વિષે બોલી ચુક્યો છું. અને જોકે ઘણાક લખનારાઓએ ઇચ્છા ઉપર કલમ ચલાવી છે, છતાં લોકોનો મોટો ભાગ તે માટે અગમ્ય હદ તક બેદરકાર રહયો છે. સાધારણ લોકો તો મરજી, **ઉમેદ** જેવા શબ્દો સમજી પોતાની કોર મરડી દે છે કારણ તેઓ માને છે કે તે બહુ બુરી ને નાપસંદ કરવા જોગ ચીજ છે. પરંતુ ભોળા ભાઇઓ, તમે કેટલું કમ જાણોછો કે દરેક માણસાઇ કામમાં **ઉમેદ** રહેલી છે; અરે, તમારી **ઈચ્છા**ની પહેલ્લાંજ તે (ઉમેદ) જન્મ લઇ તમારો સાથી બની રહે છે. અને આ પ્રકરણમાં **ઉમેદ** માટે કાંઇ નવો ખ્યાલ આપવાની કોશેશ કરીશ.

આપણે એક દાખલો લઇયે. પાણીની ડેગડી (અથવા ડેગચી) નીચે બળતા અંગારને તમો **ઉમેદ** સમજો; જ્યારે પાણીની ડેગડી આપણું મન છે. જ્યાં સુધી **ઉમેદ**નો આતશ પાણીરૂપી મનને પોતાની ગરમી આપશે નહીં, ત્યાં સુધી મનમાં

પાણી સિવાય કશું રહેશે નહીં. પરંતુ પેલા તમારા આતશરૂપી **ઉમેદને** ધગધગતો સળગતા દો પછી જુવો કે તમારૂં મનનું પાણી વરાળ બની જેમ ખરાં પાણીની વરાળ રેલવે, સાંચાકામ, મીલો અને મહાભારત મશીનરીઓ ચલાવે છે, તેમ તમારાં મનની વરાળ પણ તેવાંજ અફલાતૂન કામો કરી બતાવશે. વરાળથી ચાલતી ગંજાવર યોજનાઓ જોઇ આપણે ચકભમ થઇયે છિએ, પણ તે વરાળ કેમ પેદા થઈ તે વિષેનો ખ્યાલ આપણે કેટલો થોડો કર્યે છિએ? એ માટે તમો કાંઇ વધુ સમજણ દ્યો.

મનને આપણે પાણી સાથ સરખાવ્યું તે દરોબસ્ત છે. કારણ મન પણ પાણીની માફક દોડતું, થામતું, ડગમગતું, અને વિચાર રૂપી મોજાઓથી ભરપુર છે. વળી આપણે **ઉમેદને** અંગાર સાથ સરખાવી તે પણ ઠીક છે. કારણ જો અંગારને બરાબર રોશન કરવામાં આવે તો નહી માની શકાય એવાં કામો તેનાથી થાય છે. તેમ આપણી **ઉમેદ**ના આતશને પણ જો બરાબર સચકવામાં આવે તો મનના પાણીને ઇચ્છારૂપી વરાળમાં બદલી નાખી મહાભારત કામો કરી બજાવે છે. તેથી, મિત્રો, તમારા મનના ચુલામાં **ઉમેદ**ના અંગારને સદા રોશન અને ધગધગતો રાખો. જેનાં પરિણામમાં ઇચ્છારૂપી વરાળ પેદા થઇ તમારી જીંદગીના ગમે એવા સાંચાકામને ચલાવી આપશે.

જો તમો અંગારરૂપી **ઉમેદ**, પાણીરૂપી મન, અને વરાળ રૂપી ઇચ્છાને યાદ રાખશો તો તમારી મુશકેલી ઘણે દરજ્જે ઓછી થઇ જશે. અને મજબુત ઇચ્છાવાળાં મનુષ્યો કેવાં આ-વતાં હશે તે વિષેની તમારી અજાયબી ઓછી થશે. જો તમો તમારી **ઉમેદ**ના અંગારને જીકતા જાકતા બળવા દેશો અને વરસોની પસાર થયલી ચીજો રૂપી બળેલા કોયલામાં રાચ્યા રાખશો તો સેહજ પણ વરાળરૂપી ઇચ્છા નીકળશે નહીં અને જેમ લોકો, ગરમ પાણીની કિટલી માફક મોટો અવાજ કરી "ધમધોલ માહે પોળ" જેવાં રહે છે, તેઓમાંના તમો એક થશો.

જો તમો તમારી **ઉમેદ**ને લુલી લંગડી ઉભી કરશો તો તમારી ઇચ્છા પણ તેટલીજ કમજોર અને "આજ મરે તો કાલે બે દહાડા થાય" એવા સોનાપુરનો સામાન રહેશે. તમો માત્ર માંગો એટલુંજ બસ નથી પણ ગમે તેવી મુશકેલી છતાં માંગો ત્યારે તે જોરાવર **ઉમેદ** છે. જેમ ભુખથી તવાતો આદમી જે કિસમે રોટી માંગે છે યા ગુંગળાઇ જતો માનવી જે રીતે હવા લેવા ચાહે છે તેજ મુજબ તમો પણ તમારી મનપસંદ ચીજ ચાહો અને જો તમો એવી આતુર અને મજબુત **ઉમેદ**ને જન્મ આપશો તો કુદરતની એક જોરાવર માનસિક શક્તિને તમો જાગૃત કરી શકશો.

કોઇ બિકટ કામ વેળા તમોને ગોયા કોઇ અંદરથી મદદ કરતું હોય એવું લાગ્યું છે? કદી અનુભવ્યું છે? તે કઇ શક્તિ છે? શું તે ખુદા છે? ઇશ્વર છે? અંતઃકરણ છે? રાક્ષસ છે? અરે મિત્રો, તે કાંઇજ નહીં પણ તમારી **જોરાવર અને મજબુત ઉમેદ** છે. અને તેનેજ આવી બિત્તરની મદદ મળે છે જેની **ઉમેદ** ખીલેલી, મજબુત, જોરાવર અને તાકાટમંદ છે. શું તેને તમો અકસ્માત, ચાન્સ, યા દૈવયોગ સમજ્યા હતા? શું તે વેળા તમારામાં મજબુત **ઉમેદ** ન હતી? **શું** તમોએ તમારી **ઉમેદને** જાગૃત કરી તે કામ ફરમાવા નહીં કહ્યું હતું? આ સવાલો પુછી હું તમને નિરાશ કરીશ નહીં.

**ઉમેદ** મનની એક બળવંત શક્તિ છે; કે જે એક માણસની લાયકાત અને ઇચ્છાને ઉશ્કેરી મેળે છે. **ઉમેદ** આપણાં દરેક કામ, દરેક લાગણી અને દરેક વિચારોમાં છુપાઇ છે. તમો એક કામ કરો તેની અગાઉ તમોને તેની **ઉમેદ** જોઇએ. અને તે **ઉમેદ**ના પ્રમાણમાં વધતી કે નાની ફતેહ તમારે ફાળે આવશે. હું કોઇને ધિક્કારૂં યા પ્રેમ કરૂં, ચાહું યા નાપસંદ કરૂં તે અગાઉ તેમ કરવાની મારામાં **ઉમેદ** જોઇએ. એજ રીતે, લાલચ, કે જે વિષે હું ગયાં પ્રકરણમાં બોલી ચુકયો છું, તે પણ **ઉમેદથીજ** પેદા કરી શકાય છે.

તમોએ કદી ખ્યાલ કર્યો છે કે એક બળવાંન પ્રજા અને નબળી પ્રજા વચ્ચે **શું** ફરક છે? હું કહુંછું કે તે ફરક **ઉમેદનાં** પ્રમાણમાં સમાયો છે. કારણ બળ કે નબળાઇના પ્રમાણમાં બળવાન કે નબળી **ઉમેદ** જાહેર થાય છે. એક પ્રજાના શુરવીર મનુષ્યો મજબુત **ઉમેદ** ધરાવે છે. તેઓની એ મજબુત ઉમેદનાં પરિણામમાં તે પ્રજા સુધારા, વધારા, નવી નવી શોધો, અને મહાભારત કામો કરી બતાવે છે. આજની મહાંન પ્રજાઓ અને દેશોની આબાદ હાલત કાંઈ મહેનતપરજ લટકતી નથી, પણ નજીવામાં નજીવો જીવડો બી **મજબુત ઉમેદ ધરાવી** એક આલીશાંન કરોડપતી, બહાદુર જોદ્ધા, કે બાહોશ રાજ્યધિકારી થઇ તે પ્રજા અને દેશના ઇતિહાસમાં નવો ચળકતો સફો ઉમેરે છે.

મિત્રો, આપણી ખાસ બાબદ ઉપર બોલતાં કહીશું કે પઇસા સંબંધી ફતેહ માટે પણ એ **ઉમેદ**ના ચેરાગને રોશન થવા દો! અને જેમ બળેલાં લાકડાં અને ઠંડો પડેલો કોયલો તમો ચુલામાંથી ખસેડી નાખી નવાં લાકડાં અને કોયલાની પુરવણી કરો છો; તેમજ તમો પણ ભુતકાળની નિરાશા મહોતાજમંદી, અને નિષ્ફળતાનાં બળેલાં લાકડાં અને કોયલાને **ઉમેદ**ના ચુલામાંથી કાહડી લઈ નવી આશાવંત પુરવણી કરો, અને તે ચુલાને સદા રોશન અને આબાદ રાખો! એ પણ યાદ

રાખજો કે ડામાડોળ અને સોડાવોટરની બાટલી માફક આમથી તામ ડોલ્યા ના કરતા પણ એકજ મજબુત**ઉમેદ** ધરાવજો, અને તે **ઉમેદ**ને સદા તમારાં મનની આંખ્યો સનમુખ રાખી તેને હર પળે મેળવવાની કોશેશ કરજો, કારણ હવે પછી તે **ઉમેદ** તમારીજ છે. કુદરતમાંથી તે ચીજ કાંઇ ઘટી જશે નહીં, કારણ ઇશ્વરના 'સ્તોર હાઉસ' (!) અફલાતુન મોટો છે. માત્ર તે 'સ્તોર હાઉસ'ના સુતેલા પાસબાંન અથવા રખેવાળને ચોકીને ઉઠારવાની દેર છે. બાકી "આપસે આયા સો હલાલ હય" અથવા "મુગે મોહડે આવશે તો લબ્બે કરી જઇશું" એવી લુલી લંગડી **ઉમેદ** રાખ્યા કરતાં ખરી મનશાનીથી તે ચીજને લેવા ચાહજો.

તમારી **ઉમેદ** શું શું કરી શકે છે? તે મનની ખાસ્યત રચે છે; યકીનને મજબુત કરે છે; લાલચને પુષ્ટી આપે છે; ઘણીક ગુપ્ત શકિતઓને જાહેર કરે છે; અને પછી ફતેહનાં બારણાં પાસ ઘસડી જાય છે. માટે પ્રમાણિક પઇસા સંબંધી ફતેહ માટે માથાંના બાલથી તે પગના છેલ્લી આંગલી વેર તમો **ઉમેદ**થી ભરાઈ જાવો; નિરાશા અને નિષ્ફળતા ને પછવાડે છોડી એક નજરે તમારી નેમ તરફ ધસ્યા જાવો !!!



# પ્રકરણ ૮ મું.



## ઇચ્છા ( Will-power)*

The resolute will of a strong man struggles nobly with his foe to achieve great deeds
—Longfellow.

**અર્થ**:—"મોટાં કાર્યો કરવા માટે એક જોરાવર માણસની ચિવટ ઇચ્છા તેના દુશ્મનો સાથ લડે છે."—લોંગફેલો.

એક ઇંગ્રેજ કવિ ગાય છે કે "સુખી તે છે જેની **ઈચ્છા** મજબુત છે." (તેનીસન) જેના ટેકામાં તમામ દુન્યાના કવિઓ અને ફિલસુફો કાંઇ ને કાંઇ કહી જાય છે. બીજે ઠેકાણે એજ નામાંકિત કવિ તપકાવે છે, "ઓ જીવતી જાગતી **ઈચ્છા,** બીજી ચીજો હારી ખાશે પણ તું ટકી રહેશે."

**ઇચ્છા,** 'આત્મા' અથવા 'રવાંન' અથવા 'હુંપણું' અથવા 'હું છું' વિગેરે સાથ નિકટ સંબંધ ધરાવતી એક

---

* **સહેલા શબ્દો વાપડવાની નેમથી હમોએ** Will power **ને 'ઈચ્છા' કહી છે, અને** desire **ને ઉમેદ નહીં તો 'પુરૂષાર્થ' અને 'ઇચ્છા' એમ અનુક્રમે આવવું જોઇયે.**

અજાયબ જેવી શકિત છે. જ્યારે આત્મા કાંઇ કામ કરવા ચાહે છે ત્યારે તે **ઇચ્છા** મારફતે કરે છે. ગોયા આત્માનો અવાજ અથવા હુકમ તે **ઇચ્છા** છે. આત્મા, જે ખરેખરૂં માણુસ છે, તે પોતાને **ઇચ્છા** મારફતે જાહેર કરે છે. આત્મા કહે છે, "હું છું" જેથી તેની હસ્તી પુરવાર થાય છે. પછી તે "હું માગું છું." કહે છે, જેથી તે પોતાનું કામ કરવાની **ઇચ્છા** જાહેર કરે છે. "હું માગું છું. એ વિચાર આપણા આત્માના ખુદ અંતરસ્થાનથી આવે છે જેથી તે એક ઇશ્વરી આશા અને ઉત્તેજનનો સંદેશો છે. અને જેટલા પ્રમાણુમાં તમો તે શકિતને ખીલવો અને કામમાં લાવો તેટલા પ્રમાણુમાં તમો તમારી કામ કરવાની લાયકાત પુરવાર કરો છો. નબળી **ઇચ્છાનો** આદમી નિષ્ફળતાના વિચારો ફેંકયો જાય છે જ્યારે મજબુત ઇચ્છા ધરાવતો પુરૂષ ઘણા મજબુત વિચારોથી કુદરતની પસંદગી મેળવી પોતાનું અનુપમ ઇનામ જીતી જાય છે.

માણુસાઇ **ઇચ્છા** એક જીવતી જાગતી શકિત છે. જેમ લોહચુંબક, વિજળી, અને વરાળ મહાન શકિતઓ છે તેજ

---

**"માણુસ ઇચ્છાનું બનેલું છે; જેવી તેની ઇચ્છા તેવી તેની મરજી; અને જેવી તેની મરજી તેવાં તેનાં કામો; જેવાં તેનાં કામો તેવાં તે ફળ ખાશે—" બ્રહદારણ્યક ઉપનિષદ.**

મુજબ આપણી **ઇચ્છા** પણ છે. તમો જાણો છો કે એક એવી શકિત આ જગતમાં કામ કરી રહી છે જેથી તારા, સેતારા, સુર્ય અને પૃથ્વી એકમેકને ખેંચી આજ જમાનાઓ પર જમાનાઓ થયા અદ્ધર ખડા રહયા છે; તે જેટલી એક ખરે-ખરી શકિત છે તેટલીજ આપણી **ઇચ્છા** પણ છે. બારિકમાં બારિક રજકણુથી તે માણસનાં પગઠયાંવેર **ઇચ્છા** જોઇ, જાણી, પિછાની અને અનુભવી શકાય છે. પહેલ્લાં ઉમેદ જાહેર થાય છે જેથી ચોકકસ કામ કરવાની મરજી પેદા થાય છે, જ્યારે **ઇચ્છા** મારફતે તે કાંમ કરી શકાય છે ખુદરતની તમામ હસ્તી, પછી તે જીવવાલી કે નિર્જીવ હોય, તે સઘળાંમાં **ઇચ્છા** શકિત કાંમ કરી રહી છે.

એક મજબુત **ઇચ્છા** ધરાવતા આદમી માટે કશું પણ નહીં બની શકે એવું નથી. અને જેટલા પ્રમાણમાં આપણ આપણી **ઇચ્છા** શકિત ઉપર ભરોસો રાખ્યે તેટલા પ્રમાણમાં ફતેહ યા નિષ્ફળતા મળે છે. તેથી આપણ કાંઇ પણ ભૂલ વગર કહી શકયે કે દરેક કામ આપણી લાયકાતના વિશ્વાસ ઉપર આધાર રાખે છે. જ્યાં સુધી હું એમ નહીં વિચારૂં કે મારામાં **ઇચ્છા** છે, ત્યાં તક હું તેને જાહેર કરી શકું નહીં. તેથીજ ઘણાક મજબુત **ઇચ્છા** ધરાવતા મનુષ્યો પછવાડે પડી સબડયા

કરે છે; પરંતુ જ્યારે એકાએક કોઇ બિકટ કામ તેઓની સામે થાય છે અને જ્યારે તેને તરીપાર ઉતારવા કસદ કરે છે; કે તેજ સુભાગ્ય પલોએ તેઓ જાણતા થાય છે કે હમારામાં મજબૂત **ઇચ્છા** રહેલી છે. પણ અફસોસ, ઘણાકોને એવી દૈવયોગી અથવા ઇતેફાકન મુશકેલી નસીબ થતી નથી.

જ્યારે હું **ઇચ્છા** માટે બોલું છું તો તેને જીદ્દીપણું સમજવાની ભુળ થવી ન જોઇએ. ઘણાઓ ગધેડા યા ખચ્ચર જેવા હોય છે ત્યારે તેઓના દોસ્તો અને સગાંઓ કહેશે કે મજબુત **ઇચ્છા** ધરાવે છે !!! ના, ભાઇઓ, એ ખ્યાલ ખોટો છે. બાકી અજ્ઞાનપણાંમાં યા મતલબ્બીપણાંથી દિવસને રાત કેહવી તે સાવ આડી જતા ગધેડા યા બેસી પડતા પાડા જેવું છે. એક જોરાવર **ઇચ્છા**નો આદમી પોતાના મતમાં ક્યારે ફિરવાર રહેવું અથવા તેને ક્યારે બદલવું તે સારી રીતે સમજી દાનાઇથી કામ લે છે. તે પગ જોઇ પાંદરણું તાણે છે: બારિક સમયમાં ઘણી છુટછાટ મુકી ફતેહને એક હાથ કરે છે; અને કોઇ મુશકેલ બાબદમાં એક ગંજાવર દરિયાના રોહ મિસાલ ધસી જઇ પોતાનું પાણી સહેજમાં બતાવી આપે છે.

અમેરિકાના એક જાણીતા પરોપકારી નર, હોવારડ, વિશે કહેલું છે કે તેઓ અતીઘણી મજબુત **ઇચ્છા** ધરાવે છે અને

હમેશ એક ચીજને વળગી રહેવાની અજબ મજબુતાઇ બતાવે છે. છતાં તેઓ કાંઇ જક્કી નથી. તેઓ એવી દાનાઇથી કામ લે છે કે કદી તેઓની ચાલચલણમાં કોઇને ફરક દીસે નહી.

મિત્રો, આ ટુંકાં લખાણ પરથી આ બાબદનું તોલ કરશો નહીં. એ એક અતી ભેદી અને ઓહળી બાબદ છે. એ ઉપર હું તમોને "Power of Will" અને "Power for Success" વાંચવાની ભલામણ કરીશ. અત્યાર સુધીમાં એ બાબદ ઉપર જેટલી લખાયું છે તે સઘળું ઉપલી ચોપડીઓ સમાઇ જાય છે.

હું તો અંતઃકરણથી માનું છું કે આપણી સઘળી અંતરશક્તિઓ **ઇચ્છા**માં સમાઇ છે. અને આ દુન્યાની હર કોઇ વસ્તુ એક મજબુત **ઇચ્છા** મારફતે મેળવી શકાય છે. ત્યારે આપણી **ઇચ્છા**ને મજબુત કરવા માટે આપણી ખરી નબલાઇ ક્યાં છે તે જાણવું જોઇએ. "હું કરી શકતો નથી," "મારાથી થઇ શકે નહીં" એવા નાયલાસઇ લાઇલાજીને બાજુ મુકી ખરા મરદ માફક તમો સુફી ચોકી કહો કે, "હું કરી શકશ," "મારાથી થઇ શકશે." તેમજ એ બાબદ ઉપર લખાયલા જાણવા-જોગ ઉશ્કેરનારા ફકરા મોહડે કરજો અને મુશકેલીના વખતમાં તેઓને મજબુત મને બોલજો કે ફરી તમારી હિમ્મત જાગૃત થાય !

પઇસા સંબંધી ફતેહની કોલેજમાં અભ્યાસ કરતા એક ચેલાની મનની ખાસ્યત "હું કરીશ," "મારાથી થઇ શકશે" હોવી જોઇએ. એથી બે ચીજોનો ફાયદો થશે. પહેલ્લે તો આપણે આપણી **લાયકાત** પિછાની ને ઉપર વિસવાસ લાવીશું કે જે નેહરમાં પાણીરૂપી **ઇચ્છા** વેહતી થશે. બીજંત ફાયદો એ થશે કે ખુદ **ઇચ્છા** મજબુત થશે. અને જ્યારે આવો ફાયદો એક આદમી ઉઠાવે છે કે ગમે તેવી મુશકેલી સામે પણ તેનું મન સ્થિર રહી **ઇચ્છાનો** ધોરી ફતેહનું ફલ જીતી જાય છે.

આવા **ઇચ્છા** માત્ર તાકાત અને ઉલટજ નહીં પણ કાંઇ વધુ કરી બતાવે છે. આપણી આસપાસનાઓ ઉપર આપણી **ઇચ્છા** શક્તિથી મજબુત છાપ બેસાડયે છિએ અને તેઓનો વિસવાસ જીતી શકયે છિએ. શાંતીમાં પોહતો મજબુત **ઇચ્છાવાળો** ભરવાડ કે લડાઇનાં મેદાનમાં ખુનામરકીથી મસ્ત થયલા મજબુત મનના લડવૈયા વચ્ચે કશો ફરક નથી. કારણ **બેઉ પોતાની મુરાદ અને પોતાના ભાઇબંધનો વિશ્વાસ જીતી શકે છે.**

તમોને આગળાં પ્રકરણની એક બિના યાદ હશે કે હરેક માણસ પોતાનાં મનની ખાસ્યત મુજબ બીજાઓને પોતાના તરફ ખેંચે છે અને ખેંચાય છે. તેજ મુજબ મનશક્તિનો એક

ખરો જોધ્ધો પોતા તરફ એવીજ મનશક્તિના પહેલવાનોને ખેંચે છે—જેથી થોડોક વખત તે ગોયા તેઓનો મેહતાજી બની જાય છે અને પરિણામમાં તે પોતે વધુ બળવાન મનશક્તિ તરફ ખેંચાઇ જઇ વધુ તાકાટ અને શક્તિ મેળવે છે. મિત્રો, તમારી ફુરસદ વેળા વિચાર કરજો કે કાંય નેપોલ્યન જેવા મજબુત મનના પુરૂષોની આસપાસ તેવાજ લડાયક સરદારો ઉભા રેહે છે ?

"Back of thy parents and grand parents lies
The great Eternal Will; that, too, is thine
Inheritance—strong, beautiful, divine;
Sure lever of success for one who tries.
—Ella Wheeler Wilcox."

**અર્થઃ**—"તારાં માબાપ અને દાદાઓની પેલી બાજુ મહાન જાવેદાની ઇચ્છા રહેલી છે: જે પણ તારોજ મજબુત, સુંદર અને ઇશ્વરી વારસો છે; અને જે તેના કોશેશ કરનારને ફતેહ અપાવે છે."

—એલ્લા વીલર વીલકોકસ.



# પ્રકરણ ૯ મું.



## જાતિ-સુચના ( Auto-Suggestion .)

મેં ગયાં આંઠ પ્રકરણો દરમ્યાન ઘણીક સાધારણ ગેર-સમજુતીઓ અને ભૂલભર્યા વિચારોનું ખંડન કરી તમોને પ્રમાણિક પઇસા મેળવવા માટે કેટલેક દરજ્જે લાયકાતવાળા કર્યા. તમોને યાદ હશે કે પહેલ્લાંજ પ્રકરણમાં પઇસા સંબંધી નવા વિચારો આપ્યા અને એ ચોર્યાસીનાં ચક્કરમાં પડેલી બાબદને નવીજ રોશનીમાં દેખાડી, અને જેમ એક છોડવાને તડકું, હવા, પાણી, ઉપર કુદરતી હક હોવા ઉપરાંત " આપવા-લેવા " ( the Law of Use ) નો કાયદો કામ કરતો દેખાડયો; તેજ માફક પઇસા સંબંધી બાબદ પણ તેમજ સમજાવી, તમોને કાંઇ નવી રોશની આપવાને મને તક મળી ગઇ.

**બીજાં પ્રકરણ ઉપર** કલમ ચલાવતાં માણસાઇ ખાસ્યત માટે થોડા શબ્દો કહ્યા, જેથી ફતેહ માટે તમારામાં લાયકાત, શક્તિ, આવડ અને સમજની ખીલવણી થાય! એવી ઉંચી ખાસ્યતોથી તમો તમારી આસપાસ કેવું હિમ્મતવાંન અને આશા-વંત વાતાવરણ ફેલાવશો અને ખેંચાણના કાયદા ( the Law

of Attraction ) મુજબ તમારી તરફ પણ તમો તેવાજ જોશાવર વિચારો ખેંચશો, એ વિગતે સમજાવવાની મેં ગરજ જોઈ.

**પ્રકરણ ૩ જાંમાં** તમારામાંથી બીક, કંટાળો, ફિકર, દુર કરવાની સલ્લાહ આપવામાં આવી.

**પ્રકરણ ૪થાંમાં** યકીન અથવા એતબાર ખીલવવાની જરૂર દેખાડવામાં આવી.

**પ્રકરણ ૫માંમાં** આપણી કેટલીક છુપી શક્તિઓ કેમ અને કયારે જાહેર થાય તે ઉપર વાંચવાને આપણે તક લીધી. જે શક્તિઓની આપણ હસ્તી પણ જાણતાં ન હતાં તે મુશકેલીની સામે થતાં એકદમ જાહેર થઇ કેટલી મદદ આપે છે તે ઉપર વિવેચન કરી થોડોક વખત ખરી કીમત ખરીદયો તે કેહવા માટે તમો મને ટેકો આપશો.

**પ્રકરણ ૬થાંમાં** 'લાલચ ' ને નેશાંન (target) બનાવી નવા વિચારોના તીરો તે તરફ ફેંકી આપણે ફતેહમંદ હદ તક સફળ થયા છિયે એ સેહજે ખ્યાલ કરી શકાશે.

**પ્રકરણ ૭ માંનો** પરદો ઉંચકતાં આ ચોપડીના સફેત સફાના સ્તેજ (તખ્તો) ઉપર 'ઉમેદ' રજુ થઇ અને 'ઉમેદ'ને મજબુત બનાવતા 'ઇચ્છા'ની ખીલવણી કેમ થાય એ માટે કાંઈ નવી 'સીનરી' દેખાડી અને

**પ્રકરણ ૮ માંમાં** ખુદ 'ઇચ્છા' ને જુદી કરી તેની ખરી કીમતની આંકણી કરી.

હવે **તમો** જ્યાં ઘડીભર થોભો અને ઉપર આપેલી બાબદ અને શીક્ષણને તમો કેમ પચાવશો, જેરવશો તે ઉપર આપણે આવ્યે, પણ એ માટે મારે કેહવું જોઇયે કે એ તમારી તમામ મરજી અને પસંદગીનું કામ છે. હું તો ગોયા રેલ્વે એનજીન જેવો છું; ભલે ઉતારૂઓ બેસે યા ન બેસે પણ મારૂં તો ઘસડી જવાનું કામ છે.

ત્યારે સ્વાભાવિક સવાલ ઉઠે છે કે, લાયકાત કેમ મેલવાય? અને એના જવાબમાં હવે પછીનાં થોડાં પ્રકરણો રોકવાની રજા લેઉ છું. અને એજ કારણથી મેં આ **જાતિ-સુચના**વાળુ પ્રકરણ હાથ ધર્યું છે. જે બેશક દરેક માટે ઘણું ઉપયોગી છે, અને જે ઉપર આ છેલ્લાં વરસોમાં સાયનતીસ્તો ઘણું લખી ચુક્યા છે.

ત્યારે **સુચના** એટલે શું? એનો સાઇકોલોજીસ્તો (આત્માના અભ્યાસીઓ) એવો જવાબ આપે છે કે "**બીજાનાં મન ઉપર કાંઇ છાપ પાડવો.**" અને **જાતિ-સુચના** એટલે ખુદ આપણાં મન ઉપર છાપ પાડવો. એ માટે એક દાખલો લેવો. એમ સમજો કે તમારૂં મન મીણ (wax) જેવું છે અને **સુચના** બીબું અથવા છાપ છે. જેમ મીણ ઉપર છાપ રહી જાયછે તેમ તમારાં મન ઉપર પણ પડેલો છાપ નિકળવો મુશકેલ

છે. જો તમો એકાદ શખ્સનાં મન ઉપર મજબુત અસર પહોં-ચાડશો તો તેનાં મીણ જેવાં મન ઉપર તે છાપ જરૂર પડી રહેશે.

ત્યારે તમોને સમજ પડશે કે આ **સુચના** કાંઈ અલેલ-ટપ્પુ યા તકરારી બાબદ નથી; પણ એક ચીજને મજબુતાઇથી ઠસાવવામાં સમાઇ છે, જેથી સામેનો ધણી તેને વગર તકરારે કબુલ કરે. એ રીતે એક માણસની ચાલચલણ, ખાસ્યત, ઢબ-છબ, પોષાક, વાતચીત આપણા ઉપર અસર કરે છે. **આ અસર તે સુચના છે.**

તેથીજ હું કહું છું કે આપણી પોતાની ખાસ્યત, ચાલ-ચલણ વીગેરેનો છાપ ખુદ આપણાં મન ઉપર પડી તેની અસર કરેછે. આ અનુભવ નવીન નથી કે કોઇ ગપ યા ખોટી વાત વારંવાર કેહતાં આપણ ખુદ તે માનવા લાગ્યે છિયે. કોઇની નકકલ કરવા જતાં આપણ પોતે અસલ (તેવાજ) બની જઇયે છિયે. એક અચકી અચકી બોલનાર મોબેદની નકકલ કરવા જતાં એક ભાઇ તેવાજ બની ગયા છે એમ હું જાણું છું. નાટકીઓને ખબર હશે કે ગંભીર ભાગ ભજવતો નાટકી ઘણું કરી ગંભીર, ફિલસૂફ અને સાધારણ બાબદમાં પણ નાટકીરૂપી ખરો તોર-દોર દેખાડે છે, જ્યારે એક 'કોમેડયન' સ્વપનામાં પણ હસતો હશે! જો એ બિના અનુભવપુર્વક સિધ્ધ થતી હોય તો પછી

આપણ દર પલે જે નવી ખાસ્યત, નવા વિચારો વણ્યે છિયે તે પણ કાંય નહીં બહારની અસરનું પરિણામ હોય ?

આ **જાતિ-સુચના** અથવા અસર "હું હિમ્મત ધરાવું છુ," "હું લેવા ચાહું છું" જેવા શબ્દોમાંજ સમાઇ ગઇ નથી. જોકે એમાં તો કાંઇજ શક નથી કે એ મુજબ વારંવાર બોલતાં લાંબે વખતે તેની મજબુત અસર મન ઉપર ઠસી જશે.

આજે એક બિના આજની નવી 'સાઇકોલોજી' (આત્મતત્વ વિદ્યા) ના ધોરણ ઉપર તમો સનમુખ હું રજુ કરવા માંગું છું. માત્ર "હું કરી શકીશ" એમ કહીને બેસી રેહવા કરતાં તે ચીજનું મનમાં ચિત્ર પણ દોરવું જોઇયે અને જેમ નાટકીઓ ખેલની અગાઉ 'રીહરસલ' કરે છે તેમ તમો પણ તમારી જીંદગીના મહાન નાટક માટે અત્યારથીજ 'રીહ-રસલ' કરો !

આ બાબદમાં ઉંડાણથી ઉતરવાની જોગવાઈ અને જગ્યા થઇ શકતી નથી એ મારી દલગીરી છે, અને જેનાં પરિણામમાં તમોને આ બિના વિચિત્ર અને કદાચ હસવા સરખી પણ લાગશે. એટલુંજ કહેવું બસ છે કે આજની નવી નવી શોધખોલોથી મનની અજાયબ જેવી ખાસ્યતો બાહાર આવતી જાય છે. અને યુરોપ અને

અમેરિકા જેવા સુધરેલા મુલકોમાં "મેસમેરીઝમ," "હીપનોતી-ઝમ," "સ્પીરીચ્યુઆલીઝમ," "તેલીપાથી," "ડ્રીમ," "એની-મલ મેગનેતીઝમ," "સાયન્સ ઓફ તચ એન્ડ હીલીંગ" વિગેરે અસંખ્ય બાબદોનો અભ્યાસ મજબુત રીતે થતો જાય છે.

ત્યારે તમો એટલુંજ યાદ રાખો કે તમારી મનની મુરાદ તમારી આંખ્યો સામે ધરો; તમો જે ચીજ મેલવવા માંગતા હોવ તેનું મનમાં ચિત્ર દોરો; અને એ મુજબ અત્યારથીજ 'રીહરસલ' કરવાની ટેવ પાડો. મિત્રો, આ એક ઉંચો "સાઇકો-લોજીકલ" કાયદો છે જે મેં તમો સનમુખ રજુ કર્યો છે. તેને વાંચજો, વિચારજો, ત્રાઇલ લેજો, પચાવજો અને તમારા અનુભવથી એક સિધ્ધાંત (Doctrine) બનાવજો.

ધારો કે હું 'લાલચ' ધરાવતો નથી અને "આંબા તળે પડેલા આળસુ" અથવા ખાઇને પેટ પસવારી બેસી રહેનાર "સુસ્તીનો ઠેલો" છું (એને ઈંગ્રેજીમાં "easy-going," "well-lubricated," "take the world easy," "eat white bread or brown," "rather starve on a penny than work for a pound" કહે છે) તો મારી 'ઉમીદ'ને જાગૃત કરી 'લાલચ'નો વિચાર કરીશ અને હંમેશ "હું લાલચુ છું," "અફલાતૂન લાલચુ છું" ઉચ્ચાર્યા કરીશ.

પછી હું મારા મનના કાચ ઉપર 'લાલચ' અને તેથી મેલવાતી સ્નેહનું ચિત્ર દોર્યો જઇશ; ત્યાર બાદ હું 'રીહરસલ' કરીશ; અને ખરેખરા તેવા આદમીની ચાલચલણ હમેશાં સામે ધરીશ.

હવે જુવો કે મારામાં શું શું ફેરફારો થાય છે. મારા વિચારોમાં ફરક પડશે; ધીમે ધીમે સુસ્તી કમતી થતી જશે; મારી મુરાદ મેલવવા વલખાં મારીશ; એક પગલું આગળ ભરીશ અને મનની મોટી મુરાદને 'લાલચ'ના ઘોડા ઉપર સવાર કરીશ; ઘડીમાં આગળ તો ઘડીમાં પાછળ; પરિણામમાં એક પક્કો 'લાલચી' બનીશ; અને મારાં દરેક કામ, જ્યાંન અને લાગણીમાં તમો 'લાલચ' ભેળાયલી જોશો. હું કાંઇ એકદમ મોટો કુદકો મારીશ નહીં અથવા એકદમ મેલવી શકશ નહીં.

એ રીતે તમો જોઇ શકશો કે આપણાં મનની મોટી યા નાની મુરાદ એ મુજબ હાંસેલ થઇ શકે છે. એ કાંઇ તર્ક નથી પણ સાયન્સે પુરવાર કીધેલી એક સાચ્ચી બિના છે. અને જે માટે યુરોપ અને અમેરિકામાં સ્કુલો વરીક ઉંઘડી ચુકી છે. આ એક અજમાવા જોગ નુસ્ખો છે.

જે જોશે તે જીતશે—જે માંગશે તે મેલવશે !!!



# પ્રકરણ ૧૦ મું.



## **સમાધાની** અથવા **સમસ્વરતા** ( Harmony ).

તમામ કુદરત અને કુદરતની પેદાયશમાં **સમસ્વરતા** અથવા સમાધાની ( harmony ) નો કાયદો કામ કરી રહયો છે. તમામ કુદરત એક મહાન છેડા તરફ રાત-દિવસ કામ કરતી હિલચાલ કરી રહી છે. કુદરતમાં કેડે પણ અટકાવ, સ્થિર, મંદ જેવું કશું નથી; તમામ જગત ધ્વની (vibration) કરી રહી છે. અને આજની સાયન્સનો સાબેત થઇ ચુકેલો સિદ્ધાંત છે કે એક રજકણથી લેતાં પથ્થર, પાણી, માનવી કે સેતારા હિલચાલ અને ધ્રુજનીથી રાતો દીન હાલ્યા કરે છે, અને એ સઘળી દોડાદોડીમાં આપણ જે ખુલ્લી રીતે જોઇ શકયે છિયે તે **સમાધાની**નો કાયદો છે. જેમ ગાયણમાં **સમાધાની** માલમ પડે છે તેમ કુદરતની હરેક પેદાયશ પોતાની હિલચાલ કરતાં જે ગાયન ગાય છે તેમાં પણ **સમાધાની** જલવાઇ રહી છે.

જુવો, સેતારાઓનું પોતાની કુંડાળાં ( orbit ) માં સુર્યની આસપાસ ફરવું; નાના તારાઓનું પોતાના ચંદ્રમાં અથવા સેતારાની સાથ ગોલગોલ ફરવું; સુર્યનું પણ તેને લગતા મોટા

સુર્યની આસપાસ ભમવું;—આહા, એ કેટલું વિચિત્ર છે—છતાં તેઓ સઘળાં **સમાધાની**થી દોડી રહયા છે; માઇલો અને માઇલો તકના અરડાઇ પડેલા દરિયાના મોજાઓનું એક એક પછી નિયમિત આવવું અને પાછું ફરવું એ **સમાધાની**ની બેતકરાર મુગી શહાદત છે; માણસનું હૃદય એક સરખા ધબકારાથી **સમાધાની**નું ભાન આપે છે; સાયન્સનાં બારિક યંત્રોમાં હજારો અને કરોડો માઇલથી આવતી સેતારા અથવા સુર્યની રોશ્નીમાં પણ **સમાધાની**ની અચુક હસ્તી જાણી શકાય છે.

ઘડીભર ખ્યાલ કરો કે અગર આપણી પૃથ્વી પોતાનાં કુંડાળામાં સુર્યની આસપાસ ફરવાનું માડી વાળે; અગર કોઇ નેહસ્ત પળોએ સેતારાઓ પોતાની તાબેદારી સામે સર ઉઠાવે; ચંદ્રમાં અને તારાઓ ફુટાંઉ બની પોતાનોજ માર્ગ લેવાની હઠ પકડે; તો અરે તે ગજબ અને ફુટફાટ, અડડાઅડડી અને ચકરના કેવાં ભયાનક પરિણામ આવી આ મહાન સુંદર જગતનો શું ફેજ આવે એ કલ્પવુંજ હાડેહાડ ધ્રુજાવે એવું છે.

ગાયણમાં પણ અતિ બારિક કાયદાઓ ઉપર તેની **સમાધાની** જોઇ શકાશે. આપણે સાંભળ્યું છે કે માત્ર નજીવી વાયોલીન અને પાઇપના અવાજથી ભારીમાં ભારી પુલો હાલવા માંડયા હતા અને જો તે ગાયણ ચાલુ રાખવામાં આવ્યું હોત

તો તે ધ્રુજતો પુલ હવામાં આમથી તેમ ઝોકા ખાઈ ભાગીને ભુકો થઈ જાત! બીસાદ વગરનાં વાજીંત્રોથી આપણા બાદશાહી મેહેલો, ગંજાવર કારખાનાઓ એક પળમાં જમીનદોસ્ત થઇ શકે. (જો કોઇને એ વિષે વધુ વાંચવું હોય તો જુવો "The building of the Cosmos," સફો ૧૭, ૧૮, ૨૦, ૨૨, ૨૩, ૨૪, ૨૫; Prof. Tyndall's lectures on "Sound;" "Keely and his Discoveries" by Mrs. Bloomfield-Moore; "Lucifer" Jan, 1894, P. 358; "The Theosophic gleaner" Vol. III P. 204; "Secret Doctrine" Vol. I P. 201-606 વિગેરે.)

એ સઘળાંમાં તમો જોશો તો ધ્વની (vibrations) અને "ધ્વની પકડી લેવાનો કાયદો" કામ કરતો જોશો. ત્યારે કુદરતમાં પણ ચાલતી મહાન ધ્વનીઓ જો તમો પકડતાં શીખશો તો અફલાતુન ચીજો તમો બજાવી શકશો. મિત્રો, એ કાંઇ ઠાલી સ્વપનો નથી. માણસનાં મનમાં પણ તેવીજ ધ્વનીઓ ચાલુ રહી છે અને આપણી બહારની જંજાળી જીંદગીથી ફારેગ થઇ ઘડીભર જો આપણ મનને શાંત રીતે તપાસીશું તો એક પળ પણ આપણ કુદરતમાં ચાલુ રહેલી મહાન ધ્વની સાથ એક થઇશું.

યુરોપ અને અમેરિકામાં સાધારણ ધંધાદારી આદમીઓ પણ એ કાયદો સમજવા લાગ્યા છે. તેઓ દહાડાના ચોક્કસ વખતે માત્ર થોડોક વખત પોતાના ઓફીસ-રૂમને બંધ રાખી એક ચિત્તે અને ખરાં મને પોતાના ધંધાની ફતેહ ઉપર વિચાર કરે છે—મનને એકાગ્ર કરે છે.

પ્રિય મિત્રો, યાદ રાખજો કે "એકાગ્રપણાંમાં બળ છે." દરેક ઉન્નટમંદ શખસે પોતાનાં ભવિષ્યની નેમ ધ્યાનમાં રાખી દહાડાની માત્ર થોડીક પળો પણ મનને એકાગ્ર કરી શાંત મને પોતાની 'નેમ' ઉપર વિચાર કરવાની અને તેમ કરતાં કુદ-રતમાં ચાલી રહેલી મહાન ક્રિયામાં સામેલ થવાની નહીં ખુટે એવી ગરજ છે. આ શાંત પળોમાં આપણી બહારનું મન દુન્યાની જંજાળ અને ધામધુમથી ઘડીભર દુર થાય છે ત્યારે ભિત્તરનું મન આપણે માટે જોખી ભલું છે, તેનાં નવાં બીજો વાવવા માંડે છે. તેથી આપણા ઉદ્યોગી કલાકો દરમ્યાન થોડી મિનીટ પણ ફાજલ પાડવાની આપણી ફરજ છે. જે દરમ્યાંન ઘડીભર દુન્યા અને દુઃખથી દુર થઇ અંતઃકરણના શાંત શબ્દો આપણે સમજ્યે. આપણાં મનમાં પણ કુદરતનો કાયદો કામ કરી રહયો છે, અને ઉપર મુજબની ટેવ પાડતાં આપણ કુદરતનાં કામમાં ભાગ લઇ એક નવીન તાકાદ, નવું જોર મેલવ્યે છિયે, અને

જ્યારે ફરી આપણુ કામ ધંધામાં લાગ્યે છિએ ત્યારે ખરી ફતેહને માટે આળસુ બેસી રહેવા કરતાં મન અને તનને વધુ ઉલટ—વધુ બળથી કરીસું.

મીત્રો, હું કેટલું ચાહું છું કે આ મારા કેહવા ઉપર સહેજ પણ એતબાર તમો લાવી તે મુજબ કોશેશ કરો. એક-બારગી એ 'ગપ' હોય છતાં તમોને એક પઇનો ખરચ યા નુકસાંન બેસસે નહીં. માટે અજમાવો અને ખાત્રી કરો. ત્યારે એ મહાન કુદરતની **સમાધાની** સાથ એક થવા માટે નીચલા કાયદા વાર્ણવીશ :—

તમારાં મનની વલણ ભલી હોવી જોઇયે જેથી કુદરતમાં કામ કરી રહેલી ભલી ભલાઇને લેવા જેવું તમારૂં મન શાંત અને તૈયાર થાય. ધીકકાર, નાસીપાસી, કંગાલ્યત વીગેરેના વિચારો જરાબી કરશો નહીં, તેને બદલે હીમ્મત, આશા અને ફતેહથી માનવી તરીકેના સઘળા હકો ભોગવવાને તમો દાવો રજુ કરો (જુઓ પ્રકરણ ૧૫ મું.) એક માનવી તરીકે સઘળા હકો ભોગવવાનો તમારો દાવો એવી માનસીક અસર ફેલાવશે કે રાતોદીન ઉલટથી તમો તમારાં કામ ઉપર વળગશો ! હરરોજ દાહડાની ચોક્કસ પળો ફાજલ કાહડી તમારા ઓરડામાં એકાંતમાં બેસજો; કોઇ હરકત ન થાય તેની સંભાળ લેજો. શાંત મને

તમો આરામથી બેસજો. શરીરને ઢીલું relax કરી ઉંડા દમો લેવા શરૂ કરો, જેથી શરીર અને મન શાંત અને એક ચિત્ત થશે; પછી તુરત ઘડીભર દુન્યાના વિચારોને દાબી દઇ તમારાં અંતરનાં મન તરફ વીચાર ચલાવો; કશો પણ બહારનો, જંજાળીનો, ગરીબાઇ કે દુ:ખનો વિચાર કરશો નહીં, પણ શાંત અને મધુર માનસિક ઉંઘમાં પડજો; પછી વિચારો:—"કુદરતમાં ચાલી રહેલી મહાન **સમાધાની**ના રોહમાં હું એક થાવુંછું." તમોને માલમ પડશે કે આ શાંત, મધુર અને સ્થિર હાલતમાં ખચિત તમો કુદરત સાથ એક થતા હોવ એવી ખુશાલી ઉપજશે; આ પછી તમોને ગોયા નવું જોર, નવી તાકાટ, નવી હિમ્મત આવતી હોય એમ માલમ પડશે; કે તુરતજ તમારી શી 'નેમ' છે તેના ખુશનુમા વિચારો તરફ તમો ઘસડાઇ જશો. આ ત્યારે બારિક વખત છે કે તુરત તમો જાગૃત થજો અને તમોને માલમ પડશે કે તમારાં કામ ઉપર તમારી મરજી ઉપરાંત તમો વળગી રહો છો. એકજ વાર અજમાવો અને પછી તેનો અનુભવ તમોને થઇ રહેશે.

અલબતાં, જો તમો ચાહશો તો આ સઘળું પ્રમાણિક પઇસા સંબંધી ફતેહને પણ લગાડી શકશો. જો તમો આ બાબદને હસી કાહડશો અથવા સઘળું જાણુતા હોવ એવું ડોળ

ધાળી બેપરવાઇ બતાવશો તો હું કહું છું કે એ સઘળાંની તમોને પોતાને વધુ ગરજ અને જરૂર છે. યાદ રાખજો કે ઉપલી બાબદ 'સમાધી' ચહડાવી બેઠેળા અને આકાશ-પાતાળ ફાડી શોધ કરનારા મેતાફિઝીસ્યન (મનનો અભ્યાસ કરનાર) ને લગતી નથી, પણ એક ધંધાદારી આદમી કે જે પોતાની ઉદ્યોગી જીંદગી દરમ્યાન સાધારણ સંકટો, ફરજો અને જવાબદારી ધરાવે છે તેવો આદમી પોતાના જાતિ દાખલામાં આ સઘળું લાગુ પાડી કહેવા ઉભો છે.

હવે હું તમોને એક બીજી બારિક બાબદ કહેવાની રજા લેઉં છું. તમો માત્ર થોડી પણ પળો તમારાં અંતરમન સાથે અને જગતની મહાન શક્તી (Great Universal Power) સાથે દિલ લગાડો કે જેથી તમારાંમાં પણ પેદા કરવાની (Creative) માનસિક શકિત, જેને ઇંગ્રેજીમાં Creative Mind (પેદા કરનારૂં મન) કહે છે, આવતી જશે. આ એક એવી શકતિ છે કે જેથી હિંદુસ્થાનની ખાણોમાં યા જંગલોમાં લાકડાં કાપતા હજારો જંગલીઓ કે જેઓ પોતાની અને પોતાના આસપાસનાઓની બેહતરી માટે સહેજ પણ ખ્યાલ ધરાવતા નથી અને આપણાં મોટાં શેહરોના ઉકલપાકલ કરનારા ઉદ્યોગી વેપારીઓ, ધંધાદારીઓ તેમજ વરાળ, વિજળી, મોતર જેવી શક્તિઓ પર કાબુ ધરાવનારાઓ વચ્ચેનો **ફરક દેખાડી આપે છે.**

તમો જેટલો મહાવરો પાડશો તેટલા પ્રમાણમાં તમારાં અંતરમન તરફથી નવા વીચારો, નવા ખ્યાલો, જેને ઇંગ્રેજીમાં Originality (અસલ્યાત) કહે છે, તે દેખાવ દેશે, અને ધીમે ધીમે તે ઉપર તમો એટલો કાબુ ધરાવશો કે તમારી કોઈ પણ હાલત દરમ્યાંન—પછી તમો ટ્રામમાં બેઠા હશો યા ખડખડ-પાંચમ તાંગામાં બેસી સ્વારી કરતા હશો; અથવા આરસી સામે ઉભા રહી બેચર હજામને નામની સરસ્વતી ભણતા દાઢી મુંડતા હશો—એ સઘળી હાલતોમાં પ્રમાણીક પઇસા મેળવવાની નવી યુક્તિઓ તમારાં મનમાંથી પસાર થઇ તમોને ફતેહ અપાવશો



# પ્રકરણ ૧૧ મું.



## મનની પેદા કરવાની શકિત.

આપણા "પઇસા" બાબેના આ વીષય સાથ મનની પેદા કરવાની શક્તિની બાબદ કદાચ તમોને અજાયબ જેવી લાગશે. ત્યારે હું અરજ કરૂં છું કે આ પ્રકરણ પુરૂં થાય તે અગાઉ ધીરજથી થોભો અને હું મારી બનતી કોશીશે પ્રમાણિક પઇસા મેળવવા માટે "મનની પેદા કરવાની શક્તિ" શું મદદ કરી શકે તે બતાવી આપી ખાત્રી કરીશ.

મારા મીત્રો! તમોએ કદી ખ્યાલ કર્યો છે કે વસઇનો, અથવા ગંગા નદીપરનો, અથવા નરબદાના ગંજાવર પુલનો એકે એક થામલો, ખીલા, સ્ક્રુ અથવા નાનામાં નાની ચીજ તેના બનાવનારનાં ભેજામાં હસ્તી ધરાવતી હતી? શું તમોએ કદી ખ્યાલ નથી કર્યો કે મુંબાઇ, કલકતા, અમદાવાડ જેવાં નામાકીત શેહરોની મોટી મોટી હવેલીઓ, બીલડીંગો, મીલો અને આસમાનસે સર લગાડી રહેલા મિનારાઓના રૂપ અને આકાર તેના ઘડનાર એનજીનયરના મનમાં તેઓના બંધાવાની પહેલ્લાં ઉભા ન થયા હશે? શું તમો ખ્યાલ નથી કરી શકતા કે

તમારા ખિસામાં 'ટીકટીક' કરતું નાજુક ઘડિયાળના એકે એક બારિક સાંચાકામ ફેકતરીમાં બન્યાં તે અગાઉ તેના શોધકના મનમાં ઘડાયાં ન હશે ? અરે, અગરજો તેની બારિકમાં બારિક ચીજ બી તેના શોધકના મનમાં ન આવી હતે તો તે કદી પણ બની યા શોધી શકાતે નહીં, છતાં લોકોનો મોટો ભાગ એને ભૂલી જવાની ગંભીર ભુલ કરે છે.

એક ચીજ બની તે અગાઉ તેનો માનસિક આકાર તેના ઘડનારના મનમાં ઉભો થાય છે, એમાં અપવાદ (Exception) જેવું છેજ નહીં. ઘર, પુલ, હથિયાર, ઘડિયાળ, તોપી, છત્રી, અને હજારો આપણી નજરે પડતી ચીજો ખરેખર બન્યા અગાઉ તેના શોધકનાં મનમાં ઉભી થઈ હતી. દોસ્તો, તમો સનમુખ હું આ બાબદને રજુ કરવા ફતેહમંદ થયો છું તેનો પણ મુળ ભેદ, આ મારી બાબદને મનની આંખ્યો સનમુખ એક ચિત્ર માફક લઇ આવી તે ઉપર વિચાર કરવામાં સમાઇ જાય છે. ના, ના, આ વેળા હું આ મારી ચોપડીનાં સફેદ પાણાં, પુઠાં અને હરેક હરફ વટીકનો ખ્યાલ મારાં મનમાં લાઉંછું. આ ઉપરથી મને એક નામાંકીત ઇંગ્રેજ લખનારના શબ્દો યાદ આવે છે. તે કહે છે:— "ભેજું ગોયા એક જાદુઇ પ્રયોગશાળા છે, કે જ્યાં આપણું તમામ ભવિષ્ય રચાય છે. જો આપણે એ મિસાલને બદલ્યે તો ભેજું

એક પથ્થરની ખાંણુ છે, જેમાંથી ફતેહનું મંદિર કોતરી શકાય છે. એજ ભેજામાં તમામ ઇશ્વરી શક્તિઓ પદાર્થનાં રૂપમાં રહેલી છે."

ત્યારે મનમાં ચીજ બનાવવી અને હાથે બનાવવી એટલે શું ? એનો અર્થ એ કે જ્યારે આપણે એક ચીજ હાથે બનાવ્યો છિયે ત્યારે આપણે એટલુંજ કર્યે છિયે કે મનમાં બનાવેલી ચીજ આસપાસ પદાર્થ ( **Matter** ) બાંધી લઇયે છિયે; અથવા તેને ભેજામાંથી સઘળાને દેખાય તેમ રૂપમાં ખેંચી લઈ આવ્યે છિયે, અને જેમ આ બિના બીજી બાબદો માટે સાચ્ચી છે, તેટલીજ પઇસા સંબંધી માટે પણ અચુક અને ઉસ્તવાર છે. કેટલાકો કટકે કટકે કામ કર્યા જાય છે, કારણ તેઓનાં મનનું ચિત્ર પણ અધુરું અને કટકા–બુકલા હાલતમાં હોય છે. જ્યારે બીજાઓ મનમાં આખું ચિત્ર ઉભું કરે છે અને જરૂરી ખાંચાઓ પુરી નાખે છે; જોકે એ બેઉમાં ધોરણ તો એકજ છે.

તમોએ અમેરિકાના બોસ્તન ખાતેના જાણીતા થોમસ લેનસન નામના વેપારી માટે સાંભળ્યું છે? તે કહે છે કે હું જ્યારે એક છોકરો હતો કે મારા મનમાં એક ગંજાવર એસતેટ, સુંદર ઘોડાઓ, જોડી ન મળે એવાં ગાયઢોરો, એક સુંદર મકાંન અને એક બનતી પ્રમાણિક અને સુખી જીંદગીનું એક સંપુર્ણ ચિત્ર મારા મનમાં દોરતો. તે કહે છે કે જ્યારે તે માટે તેણે

કોશેશ કરવા માંડી કે તે ચિત્રમાં જીવ આવ્યો હોય તે મિસાલે તેને માટે સઘળું સહેલ બનતું ગયું.

આ, ત્યારે, પઇસા માટેની ફતેહ સંબંધીનું તમારૂં એક સાંધણ છે. તમો તે માટે મનમાં ચિત્ર દોરો અને તમારી જીંદગીને તેને મેલવવા કામે લગાડો. **દરેક માણસે પોતાની જીંદગીની નેમ ઘડી રાખવી જોઇયે.** (પણ અફસોસ, હિન્દમાં કેળવણીનું ધોરણ એવું ખોટું છે કે એક જવાન્યો ૨૫ મે વરસે કૉલેજમાંથી બહાર પડી વીચાર કરશે કે હવે કઇ લાઇન લેવી. જો વેપારી લાઇનમાં પડશે તો તેને તેની 'ફીલોસોફી' અને 'લોજીક' શા કામ આવવાના છે? આપણી નેમને બરની કેળવણી આપવાની કોટાઇ છે.) નેમ નક્કી કીધા બાદ તેને લગતું ચિત્ર મનમાં દોરવું અને બાકીની જીંદગી તેજ કિસમે ગુજારવી જોઇયે છે. જો તમોને પઇસા જોઇતા હશે તો તમારા મનમાં પઇસાનું ચિત્ર ઉભું કરો. ગોયા તમો તેને મેલવો છો, વાપરો છો, ખરચો છો, ગુમાવો છો, ફરી મેલવો છો, એવું એક ગંજાવર ચિત્ર ઉભું કરી તેમાં જીવ મુકવાની કોશીશ કરો!

તમો ખ્યાલ કરી શકો છો કે અગર એક મીનારો, પુલ યા કિલ્લાનો બાંધનાર એનજીન્યર જો તે બાંધવા અગાઉ મનમાં તેનું ચિત્ર ન દોરે તો શું થાય? જો એ મુજબ કરવામાં આવે તો તેનું પરિણામ આવી શકે નહીં અને સઘળું (પારસી બાનુઓ કહે છે તેમ) "ગ્રેલી વિઆઇ હોય" એવું ધમસાંન થઇ જાય.

એવોજ હાલ લોકોના મોટા ભાગનો છે. તેઓ હાથપગ જોડી કહે છે કે "હમોને પઇસા જોઇયે છે, પઇસા જોઇયે છે, પઇસા જોઇયે છે," અને ત્યાંજ અટકી બેસસે. તે વેળા તેઓ પોતાનાં મનમાં માનસિક ચિત્ર દોરતા નથી. એક સુથાર લાકડાંને લઇ એકદમ છોલવા કે કાપવા બેસતો નથી, પણ તે જે બનાવવા માંગે છે તેનું મનમાં ચિત્ત દોરે છે; અને તે મુજબ કામ કરવા શરૂ કરે છે જેથી તે ચીજ સુંદર અને સસ્તી બની શકે છે.

મિત્રો, પહેલ્લાં તમારે જાણવું જોઇયે કે તમોને શું જોઇયે છે? જો તમો જાણો નહીં કે તમોને શું જોઇયે છે તો તમોને કાંઇએ મલે નહીં. દુન્યાના મહાન માણસો પોતાના મનનાં ખ્યાલોને ધિક્કારવા બદલ કામમાં લાવ્યા છે. તેઓ એક ચીજ કરવા અગાઉ વીચાર કરે છે; તે ચિત્રમાં જ્યાં ખાંચા હોય ત્યાં પુરવણી કરે છે; તેને સમારે છે; સંપુર્ણ બનાવે છે; પણ તે સઘલા દરમ્યાંન તેઓ ચાલુ મેહેનત કર્યાજ જાય છે.

જો તમોને પઇસા જોઇતા હોય તો તમારા મનમાં તે વિષેનું ચિત્ર દોરો અને ત્યાર પછી તેને માટે હાથ પગ કસવા તૈયાર થઇ જાવ. બાકી "ગાડી પાછળ ઘોડો જોતરશો નહીં," બલકે તે બેઉ કામ સાથેજ થવાં જોઇએ.



# પ્રકરણ ૧૨ મું.



## એકાગ્રતા (Concentration.)

"The secret of power in any occupation, whether art or business, is Concentration"—R. Bridge.

**અર્થ:**—"હુન્નર કે ઉદ્યોગમાં બળનો ભેદ એકાગ્રતામાં સમાયો છે"—આર. બ્રીડજ.

'એકાગ્રતા' શબ્દને હરેક વાંચક જાણતો હશે અને તેને વાપડયો પણ હશે. પણ અજાયબી એ છે કે ઘણાજ થોડાઓ તે બાબેની માહેતી ધરાવે છે, અથવા તે માટે સ્વચ્છ ખ્યાલ ધરાવે છે. માટે આપણને એ શબ્દ ઉપર વિચાર કરવા દો, કારણ જ્યાં સુધી તમો તેનું માનસિક ચિત્ર મનમાં ન દોરશો ત્યાં વેર તમો તેથી ફાયદો ઉઠાવી શકશો નહીં.

**એકાગ્રતા** એટલે શું ? શબ્દકોષ એનો અર્થ એ આપે છે કે એક મધ્યબીંદુ (common centre) તરફ કોઇ પણ ચીજને લઇ આવવાની રૂધી, અને તેમ કરતાં તે ચીજની અસરને મજબુત બનાવવી. એ અર્થમાં 'મધ્યબીંદુ' શબ્દ ઘણો ઉપ્યોગી છે. એ માટે એક દાખલો લ્યો. તમે sun-glass

(અથવા તે કાચ જેને તડકામાં ધર્યાથી તેની હેઠળ મુકેલી વસ્તુ બળી જાય છે) લ્યો. એને તડકાંમાં ધર્યાથી એની એવી ખુબી છે કે સુર્યના કિરણોને એક મધ્યબીંદુ (focus) તરફ એકઠાં કરે છે (concentrates) જેથી તે કિરણો એટલાં મજબુત થાય છે કે ત્યાં મુકેલી કોઇપણ વસ્તુ બાળી નાખે છે.

આપણ કદી પણ ફત્તેહ હાંસેલ કરી શકયે નહીં જ્યાં સુધી તે ચીજ ઉપર આપણ એકાગ્ર મને મનન કરીશું નહીં. તે ચીજનું માનસિક ચિત્ર દોરવું જોઇએ અને તેને મેળવવા મજબુત ઇચ્છા ઉત્પન્ન કરવાની અગત્ય છે. એમ થતાં મન એકાગ્ર થશે અને તે ઉપર વિચાર કર્યું જશે અને પરિણામ "ફલાનુ થયુ" એમાં જરૂર આવશે. આપણી મુરાદ ઉપર મનને એકાગ્ર કરવાનો મહાવેરો પાડવાની જરૂરયાત છે, જેમ 'sun-glass' સુર્યના કિરનોને એક મધ્યબીંદુમાં એકઠાં કરે છે. આ પાઠ શીખવાની અગત્ય છે કે મહેનત અને શક્તિને એક મધ્યબીંદુ તરફ એકઠાં કર્યે અને તે મધ્યબીંદુને રાતો દીન લક્ષમાં રાખી આય તરફ કે પેલી તરફ ગબડયે નહી.

આપણામાંનો મોટો ભાગ **એકાગ્રતા** રાખી શક્તો નથી. અને તેથી તેઓ puppy-dog (પપી-કુતરૂં) ને વધારે મલતા આવે છે. એ કુતરાંની ખાસ્યત એવી છે કે તુરત વેળાની કોઇ

પણ ચીજ તરફ ખેંચાઇ જઇ ભૂંકવા માંડે છે, તેમ તેઓ તુરત વેળાની કોઈ પણ ચીજ તરફ ખેંચાઇ જઇ કાંઇ પણ કારણ વગરની અફરાતફરી કરી પોતાની શક્તિનો બેફાયદા બરબાદ કરી "ભાઇ કયાં તો જ્યાંના ત્યાં" નો સમો લઇ આવે છે.

શરૂઆતમાં એની તાઅલીમ નાની નાની ચીજો ઉપર એકાગ્ર કરવાથી મલી શકે છે, અને પછી મોટી ચીજો ઉપર મન ઠેરવી શકાય છે. એ એક હુન્નર છે કે એક ચીજ કરતી વેળા બીજો ખ્યાલ મનમાં ન લાવવો. નામાંકિત હુન્નરમંદોની ફતેહનો ભેદ આજ છે કે તેઓ એક કામ કરતી વેળા લગભગ તેમાં ગરક જાય છે અને તે વેળા બીજો કોઇપણ વિચાર લાવતા નથી.

**એકાગ્રતા** શીખવાનું પહેલું પગલું ભમતા ચિત્તને તાબામાં લઇ આવવાનું છે અને જો તે તાબામાં આવ્યું તો તમોએ **એકાગ્રતા** મેલવી છે એમ જાણવું. ચિત્તને એકજ ચીજ ઉપર લગાડતાં નવા વિચારો, નવી તરકીબો, નવા ખ્યાલો જન્મ પાંમી એક મધ્ય બીંદુ તરફ એકઠાં થશે અને તે ઉપરાંત "ખેંચાણના કાયદા" (the Law of Attraction) મુજબ તેનેજ લગતા બહારના વિચારોને પેલાં મધ્ય બીંદુ તરફ ખેંચી શકશો. એવાં એક ચિત્ત વગર આપણામાંનો મોટો ભાગ પોતાની માનસિક શકિતને વિખેરી નાખી કોઇપણ માંગી મુરાદ પુરી હાંસેલ કરી શકતો નથી.

જેઓ મારી આ **"પ્રમાણિક પઇસા"** મેળવવાની યુક્તિ સાથ હમશરીક છે તેઓને મારી મજબુત ભલામણ છે કે તેઓએ મનને એકાગ્ર રાખવાની તખેહ પાડવી જોઇયે. પહેલ્લે કોઇ એક ચીજ ઉપર મનને એક કરો અને તે ઉપર પુરતો વિચાર કર્યા પછી બીજી ચીજ ઉપર વિચાર દોડાવો. એક કામ કરતાં કોઇ બીજીજ ચીજનો તમો વિચાર કરો છો એ **નાશકારક** ટેવને તમો છોડીજ દેજો. તમો જે કરતા હોય તે ઉપરજ તમારૂં ચિત્ત લગાડો અને તેને પુરૂં કર્યા અગાઉ બીજી ચીજનો વિચાર જરાએ કરશો નહીં. વિચાર (thinking) અને કામ બેઉ સાથે સાથે થવાં જોઇએ.

અમેરિકાના એક જાણીતા ગ્રહસ્થ કહે છે, "એ કાંઇ નાની સુની બાબદ નથી કે એક વખતે એકજ ચીજ ઉપર આપણું મન લગાડયે યાને મનને ભમતું અટકાવ્યે." એક બીજા સત્તાધારી શખ્સ ઉમેરે છે, "આપણી નિષ્ફળતાનું મુળ કારણ એકજ વખતે એક કરતાં વધુ ચીજ ઉપર વીચાર દોડવવામાં સમાયું છે." એક લેખક પોતાની ઓરત-નાયક (heroine)નો ખ્યાલ આપતાં લખે છે, "તેણી કોઈ પણ ચીજને સહેલાઇથી કરી શકતી હતી કારણ તે કરતી વેળા તેજ ચીજનો વિચાર કરતી. દાખલા તરીકે, જ્યારે તેણી રોટી પકાવતી કે રોટીનોજ

ખ્યાલ કરતી અને નહીં કે આજે સાંજે કયો પોષાક પેહડે અને ફલાનાના લગનમાં કેવી સાડી પેહડે." (આ તર્કે ત્યાનું વાંચકોને એક સલ્લાહ આપવાની જરૂર હમો જોઇયે છે કે તેઓ જે પણ ઘરનું કામ કરતાં હોય તેનોજ વિચાર કર્યા જવું. રોટી પકાવતી વખતે આ રોટી સ્વાદિષ્ટ છે, તે હજમયત થાય એવી છે, તેનો ખાનાર આનંદથી જમી શકશે એવો સુખવાસી વિચાર કર્યાથી તેઓ પોતાનું ઘણું ભલું કરી શકશે.) લોર્ડ ચેસતરફીલ્ડ પોતાના પુત્રને શીખામણ આપતાં લખે છે, "એક વેળા એક કામ કરવામાં આવે તો આખા દિવસમાં ઘણાં કામ થઇ શકે એમ છે; પરંતુ જો એક વખતે બે કામ કરવાની ફિકર હોય તો આખાં વરસમાં એક પણ કામ પુરૂં થાય નહીં."

મનને એકાગ્ર કરવાની કોઇપણ તરકીબ હોય તો આ છે કે **"જે ચીજ તમોને અતિષ્ય વાહાળી હોય તે ઉપર તમારૂં મન તમો લગાડી શકો,"** અને આ ખરૂંજ છે. જો તમો જવાન હોવ અને કોઇ ઓરત ઉપર મન લગાડો, તો કોઇ પણ પળો એવી ન હશે કે જેમાં તમો તેણી માટે વિચાર ન કરતા હોવ, ગોયા તમારી તમામ જીંદગીનું કામજ તેણીની સાથ પરણવામાં સમાઇ ગયું છે અથવા તમારાં નવાં એક પુરા બેબી માટે તમો પળેપળ કેટલી કાળજી કરો છો ? એક માયાળુ

માતા બીજે ગામ કોલેજમાં શીખતા યા ધંધે લાગેલા બેટા માટે કેવા દ્રઢ મને વિચાર કરશે? મિત્રો, ત્યારે આ જાતિ દાખલાઓ તમારી સનમુખ પડ્યા છે કે માણસ જાતનો હરેક જીવડો કાંઇ ને કાંઇ માટે જીવે છે, તેનો વિચાર કરે છે અને તેને મેળવવા જીવતોડ કોશેશ કરે છે.

આ બાબદ સાથ આપણી ખાસ બાબદને જોડો તો તમારી સઘળી ઇચ્છા ઉમેદ પ્રમાણીક પઇસા મેળવવાની છે, અને તે જો તમો મેળવી શક્યા તો તમારી ધારેલી બાનું સાથ ફતેહમંદીથી પરણવાનો કેટલો ચાન્સ છે? અથવા તમારાં નવાં બેબીની દરેક કાળજી અને કેળવણી માટે તમો શું નહીં કરી શકો? અથવા ધંધે લાગેલા તમારા દીકરાને દરેક મદદ આપી તેને તે ધંધામાં આગળ પાડવા તમો કેટલું કરી શકો? અથવા તે પઇસાની મદદથી તમારી મનની હરેક મુરાદો, જે અત્યાર તક મેળવવાને મુશકેલ લાગતી હતી, તે હવે કેટલી સહેલાઇથી મેળવી શકાશે?

જો આ પ્રમાણીક પઇસાની હાજરી આટલું આટલું કામ બજાવે તો તે ઉપર ચિત્ત એક કરવાની તકલીફ જેવું છે? જાવો, દોસ્તો, તમારે કામે વળગો! પરંતુ જો આજે મલાઇનો નાસ્તો ન મળ્યાથી તમારી દાળ બળી ગઈ હોય (!) અથવા

ઘરથી વીજોરૂં લઇ આવ્યા હોવ (!) અને ધક ઠેકાણે ન હોય, અને વિચારો આમથી તેમ કુદાકુદ કરતા હોય તો એક એકાંત જગ્યામાં પ્રમાણિક પઇસા ઉપર શાંત મને ચિત્ત લગાડો, ગોયા તમો સખત મેહનત કરો છો; પઇસા એક એક પછી મલ્યાજ જાય છે; હવે તમો પઇસાના ઢગળે ઢગળા જુઓ છો; તેને વાપરો છો; ખરચો છો; એવું એક તમારે મનપસંદ ચિત્ર તમારી મનની આંખ્યો સનમુખ રજુ કરો. મિત્રો, આજ વખતે તેમ કરવા બેસી જાવો, કાલપર મુલતવી રાખશો તો અર્ધિ ફતેહ હાથથી ગુમાવશો!

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ
અવસર બિતો જાત હૈ તો કામ કરોગે કબ?

જાણિતાં માસિક '**જ્ઞાન વર્ધક**' ઓગસ્ટ ૧૯૧૩ ના અંકમાં આ અદના લખનારે '**એકાગ્રતા**' ઉપર લંબાણથી લખ્યું છે તે જોવાની નમ્ર ભલામણ છે.



# પ્રકરણ ૧૩ મું.



## દ્રઢતા.

ગયા પ્રકરણમાં આપણુ 'એકાગ્રતા' ઉપર બોલી ચુક્યા અને એ પણ કહ્યું કે આપણુ જો હરેક પળે આપણા વિચાર બદલી આય ચીજ પરથી બીજી ચીજ ઉપર લગાડયે તો આપણુ કદી ફત્તેહ પામ્યે નહીં. ગરજ કહેવાની એજ છે કે આપણુને આપણી મનપસંદ ચીજ ઉપર દ્રઢપણે, ખંતથી, ધીરજથી અને એકજ પણે વિચાર કરવો જોઇયે. આ રીતે જો આપણે આ ઉત્તમ બાબદ શીખ્યે કે એક ચીજ ઉપર મન કેમ લગાડવું તો આ પ્રકરણની બાબદ શીખતાં મુશકેલી વેઠવી ન પડશે.

એક ચીજ ઉપર મન અને અંતઃકરણથી વળગી રહેવા જેવી બીજી કોઇ ચીજ નથી. ઘણાક ચતુર, મહેનતુ અને હુસ્યાર માણસો પછાત પડી જાય છે અને તે એટલાજ માટે કે તેઓ એક ચીજને વળગી રહેવાની ટેવ ધરાવતા નથી. એ માટે તો એક 'બુલ—ડોગ' ખાસ્યત ગ્રહણ કરવાની જરૂર છે. તે કમબખત જેની ઉપર ભુંકવા માંડશે તો તેનો દુમબાલો પકડી તેને ચીરી–ફાડી નાખ્યા વગર પાછલ હઠનાર નથી. શેકારી કુતરાઓ

માટે કહેવાય છે કે અગર તેઓ શિકાર પાછળ લાગ્યા હોય તો જ્યાં સુધી તેને મારી નાખશે નહીં ત્યાં સુધી તેનો પીછો મુક્તા નથી અને તેમ થતાં દહાડાઓ અને દહાડાઓ વિટી જાયછે.

કોઇ વાર તમો રાક્ષસી દ્રઢતા ધરાવનાર શખ્સના સમાગમમાં આવો છો ત્યારેજ તમોને ખરી મજબુત દ્રૃઢતા શું છે તેનો ખ્યાલ આવે છે. તે ધણી ગોયા એક ખડક મિસાલ ઉસ્તવાર ઉભો રહી પોતાનું કામ નિયમિત કર્યો જશે. તમો તેને વાળો, હરતરેહ ખસાડો, પણ તે તો મોટા પહાડ માફક ત્યાંથી એક ડગળું પણ ખસવા ના પાડે છે. આ ત્યારે ખરી દ્રઢતા છે; આ ત્યારે આપણી ઇચ્છા (will) ને એકજ વસ્તુ ઉપર લગાડી રાખવાની શક્તિ છે.

એક શખ્સ ગમે તેવી મજબુત ઇચ્છા ધરાવતો હોય પણ તે જો પોતાના વિચારોને વારંવાર ફેરવ્યા કરે તો કદીપણ ફતેહ પાંમે નહીં. આપણી ઉમેદ ઉપર દ્રઢપણે મજબુતાઇથી ચીત લગાડવાની જરૂર છે અને જ્યાં સુધી તે ઉમેદ હાંસેલ થઇ શકે નહીં ત્યાં તક તેનો દુમબાલો પકડી રાખવો એ ખરી દ્રઢતા છે; પછી તેમ થતાં દહાડાઓ, મહીનાઓ, કે વરસો કાં' નહીં વીટી જાય.

આ બાબદ ઉપર હું કાંઇ વધુ બોલું તે કરતાં નામાંકીત ધંધાદારીઓ, ભણેળાઓ અને વેપારીઓ શું શું કહી ગયા છે,

તે તેઓનેજ બોલવા દઇશ. બકસતન કહે છે:—"હું જીવીને જેમ જેમ અનુભવ મેળવું છું તેમ તેમ એક નબળા અને જોરાવર આદમી વચ્ચે શું ફરક છે તે મને મજબુતાઇથી માલમ પડતું જાયછે. તે દ્રઢતા છે;—જે જીતો યા હારો, મરો યા નામના મેળવો ત્યાં તક સાથે રહેલી હોય છે. આ શક્તિથી આ દુન્યામાં નહીં બની શકે એવી ચીજો બનાવી શકાય છે અને એક મજબુત મનના માણસ બનવા માટે **દ્રઢતા** સિવાય, કોઇ પણ વસ્તુ, કોઇ પણ જ્ઞાન, કેટલું પણ જોર ફોકટ છે." ડોનાલ્ડ મીચલ કહે છે "મજબુત મન, ઇચ્છા, અને ઉમેદ ધરાવતો આદમીજ પોતાની લાયકાત જાહેર કરે છે. જે મુજબ એક છોકરો માખીને જે સહેલાઇથી કચડી નાખે છે તેજ મુજબ મજબુત ઇચ્છા પણ ભારેમાં ભારે મુશકેલીને પાર ઉતારે છે. ઇચ્છા માણસને મજબુત બનાવે છે."

ડીઝરાયલી કહે છે:—"લાંબા વખતના વિચાર પછી હું આ છેવટ ઉપર આવ્યો છું કે મજબુત ઇચ્છાથીજ હરેક ચીજ મેળવી શકાય છે."

સર જોન સીમ્પસન કહે છે:—"જે ચીજ નબળાઓને નહીં બની શકે એવી લાગે છે તે ચીજ એક જોરાવર ઇચ્છા-વાળો શખ્સ સહેલાઇથી કરી શકે છે."

જોન ફ્રોસતર છટાથી લખે છે:—"એ કેટલું અચંબા-ભર્યું છે કે **એકજ શકિતની સામે જીંદગીની કેટલી કેટલી ચીજો નમન કરે છે.** જ્યારે તે જોરાવર શક્તિ પોતાના પુર બહારમાં ખાલી નીકળે છે કે તે ધણીની આસપાસ જણાતી મુસ્કેલી દૂર થઇ મુશકેલ આસાન થઇ જાય છે."

નામાંકીત જેનરલ ગ્રાંન્ટ માટે એબ્રાહામ લીંકન લખે છે: "સૌ કરતાં નક્કલ કરવાજોગ ચીજ એ છે કે જનરલ દ્રઢ ઇચ્છા ધરાવે છે. તે સહેજમાં ઉશકેરાઇ જાય એવો પણ નથી, પણ જ્યાં કોઇનો દુમબાલો પકડે છે કે જાણે બુલડોગ! એક વાર તેને કોઇને દાંતમાં પકડયું તો છુટવું મુશકેલ!"

કદાચ તમો વાંધો ઉઠાવશો કે ઉપર ટાંકેલાં મતો **દ્રઢતા** કરતાં ઇચ્છા (will) ઉપર વધુ બોલાયલા છે, પણ જો એ ઘડી તમો વિચાર કરશો તો માલમ પડશે કે તે ફકરાઓ **દ્રઢ ઇચ્છા** માટે બોલે છે, અને દ્રઢતા વગરની ઇચ્છા કદી પણ ફતેહ મેળવી શકે નહીં. સુથારો જે હથિયારથી લાકડાં સાફ કરે છે તેને ઓળખો છો? જે લોખંડનો કટકો સાફ કરવાનું કામ કરે છે તેને લાકડાંના ગાળામાં બેસાડવામાં આવે છે. નહીં તો તે સરી પડે. ત્યારે તમો ઇચ્છાને લોખંડનો કટકો ગણો જે તમારા ફતેહના માર્ગમાંથી બીક, કંટાળો, નિષ્ફળતા, નિરાશા વિગેરેના

કાંટાઓ સાફ કરે છે. હવે જો દ્રઢતાના લાકડાંના ગાળામાં લોખંડના કટકા મિસાલ ઇચ્છાને બેસાડવામાં ન આવે તો ઇચ્છા સરી પડે અને સાફ કરવાનું કામ અધુરૂં રહી જાય. હું માનું છું કે જ્યારે તમો આ વાંચશો કે તમારા દાંત કચકચાવશો. એ શું છે? એ તમારી બાતેનની **દ્રઢતાની** જાહેર નેશાંની છે.

જો તમો **દ્રઢતા** રાખી શકતા ન હોવ તો એક ચીજને મજબુતાઇથી પકડી રાખવાની ટેવ પાડજો. એથી તમારાં મનને એક જાતની આદત પડશે અને તમારા ભેજાંના બારિક અણુંઓ ખીલશે અને પછી **દ્રઢતા** એક તમારી ખાસ્યત થઈ પડશે.

તમારી હરરોજની ફરજ, કામકાજ, શીખવા ભણવા પર મન લગાડો અને એકાગ્રતાથી તેની ઉપર દ્રઢ વિચાર કરો. આ ઉપરથી નાના નાના હરકત કર્તા વિચારો દુર કરવાની તમારામાં તાકાટ આવશે. આ સઘળું મહાવરા અને ટેવનું કામ છે. આ પ્રકરણમાં આપેલા વિચારોને વાંચતા રહેજો અને તેને પચાવવાની કોશેશ કરજો, જેથી તમારા ભેંજામાં દ્રઢતાનો વિચાર દાખળ થશે અને પછી સ્વાભાવિક રીતે ફતેહ તેની પાછળ ચાલતી આવશે, જેમ ફુલ પછી ફળ પેદા થાય છે.



# પ્રકરણ ૧૪ મું.

## ટેવ.

"ટેવથી દરેક કામ સહેલું થાયેછે"

—અલી ઇબ્ન અબુ-તાલેબ.

**ટેવ** એક જોશ, શકિત, કે 'ફોર્સ' છે એમ લોકોનો મોટો ભાગ જાણે છે. પણ હું લખવાને દલગીર છું કે તેની એકજ બાજુ જોવાની તકલીફ લોકો ઉઠાવે છે. ખરૂંજ કહેવામાં આવ્યું છે કે, "માણસ તેની **ટેવ**નો ગુલામ છે." આ કેહવતમાં માણસને **ટેવ**ના ગુલામ તરીકે રજુ કરે છે કે જ્યાં **ટેવ**ની ભલી યા ભૂંડી અસરો હેઠળ માણસ સુખ યા દુઃખ જુયે છે. પણ તે બાબદની એક બીજી બાજુ છે જે આ પ્રકરણમાં હું ખુલ્લું કરવાની રજા લું છું.

જો એ ખરૂં હોય અને અફસોસ કે, તે ઘણા દાખળાઓમાં ખરૂંજ છે, કે **ટેવ** એક ઘાતકી, જુલમગાર અને સર્વોપરિ શક્તિ છે અને તે માણસની ઉમેદ, વિચાર અને ઇચ્છાની વિરૂધમાં તે માણસને ચોક્કસ કાંમ કરવાની ફરજ પાડે છે; તો એક સ્વાભાવિક સવાલ દરેક વિચારવંતના મનમાં ઉભો

થાય છે કે શું એ બળવંત શક્તિ માણુસના તાબામાં આવી તેની સેવા ન કરી શકે કે જેમ બીજી કુદરતી શક્તિઓ માણુસની તાબેદારી કરે છે? જો એવું પરિણામ લઇ આવવામાં આવે તો માણુસ **ટેવ**નો ગુલામ બની રાત–દીન તેની ચાકરી કરવા કરતાં તેનો 'માસ્તર' બની તેને પોતાની સેવામાં રોકે! અને હાલના 'સાઇકોલોજીસ્તો' (આત્મતત્વ વિદ્યાના અભ્યાસીઓ) ખાત્રી સાથે કહે છે કે માણુસ **ટેવ**ને પોતાનો ગુલામ બનાવી તેની પાસ ચાકરી કરાવી શકે છે. અને સુધરેલા મુલકોમાં હજારો આદમીઓ આ નવાં જ્ઞાનની રોશનીમાં **ટેવ**ની શકિતને નવી દિશા તરફ ફેરવી પોતાનાં કામના સાંચાને તેની મારફતે ચલાવવા શકિતવાન થયા છે. અને હવે વધુ વાર તેઓ માટે તેઓએ સખત મહેનતથી ઉભી કીધેલી માનસિક હવેલીઓ તોડી પાડવા જેવી ટેવની શકિત જોરાવર રહી નથી. ત્યારે ટેવ એટલે શું? તે એક માનસિક રસ્તો (mental path) છે કે જે ઉપરથી આપણાં કામો પસાર થાયછે અને હરેક વેળાએ તે માર્ગને પોહોળો અને ઉંડો બનાવે છે. જો તમોને એકાદ ખેતર યા જંગલમાંથી પસાર થવાની ગરજ પડે તો તમો સહેલો રસ્તો ધારણ કરશો. એજ મુજબ તમારાં મનનું કામ ચાલ્યું જાય છે તે એ કે જ્યાં ઓછો અટકાવ અને હરકત ત્યાંથી પસાર થવું (એને સાયન્સમાં the line of least resistance કહે છે).

તમો જાણો છો કે એક કામ ઘડી ઘડી કરવાથી, કુદરતી **કાયદા** મુજબ, ટેવ બંધાય છે. જો તમો એક કાગળની બીંદરી વાળો તો ગમે તે કરતાં પણ સેહજ વળ રહી જશે. એવોજ કાયદો બારિક સાંચા કામ અને વાજીંત્રોમાં કામ કર્યો જાય છે. આપણા હાથના અને પગના મોજાઓ જે મુજબ પહેલ્લીવાર પહેરાયાં હોય તેવો ઘાટઘટમ ધારણ કરે છે અને નદી અને નાળાંઓ પણ પોતાને એકજ માર્ગે વેહયાં જાય છે. આ ઉપરથી જોવામાં આવશે કે સઘળે ઠેકાણે એ **કાયદો** કામ કર્યો જાય છે.

ઉપલા દાખલાઓ ઉપરથી **ટેવનો** સ્વભાવ જાણવાને તમોને સહેલ થઇ પડશે અને તમોને તમારો નવો માનસિક માર્ગ કોતરી કાહડવાને મદદ કરશે. અને એ જરૂર યાદ રાખજો કે જુની **ટેવો**ને દુર કરવા નવી **ટેવો** બાંધવી, જેથી નવો માનસિક રસ્તો બનાવાથી જુનો ધીમે ધીમે પુરાઇ જઇ નાશ પાંમશે, અને, જેમ ઉપર કહયું છે તેમ, તે નવા રસ્તા ઉપર જેટલી આવજા થશે તેટલો તે રસ્તો પોહળો અને સખ્ખત બનશે. આ માનસિક માર્ગ બનાવાનું કામ એટલું અગત્યનું છે કે આ મારી બાબદ ઉપર અમલ કરતા ગ્રહસ્થોને તે તુરત સમજી લેવાની મારી વિનંતી છે. એ રસ્તો બનાવા માટે કાંકરા, પાણી કે પથ્થરની અગત્ય નથી; પણ મહાવરો, મહાવરો ! અને

તમો એક અચ્છા માનસિક રસ્તો બનાવનાર થશો. તે માટે આ નીચલા કાયદાઓ આપ્યા છે:

(૧) તમો જે નવી **ટેવ** બાંધવા ચાહતા હોવ તેના વિચાર, ખાસ્યત, અને કામમાં મજબુતાઇથી કામ લેજો. ધ્યાન આપજો કે આ નવો માનસિક રસ્તો બનાવાનું કામ શરૂઆતમાં ઘણું મુશકેલ છે, પણ શરૂઆતમાં જેટલી તમો મજબુતાઇ વાપડશો તેટલો તે રસ્તો પોહોળો અને દેખાઇ આવે એવો બનશે.

(૨) આ નવા માનસિક રસ્તાની બાંધણી ઉપર તમારૂં મન અને ચિત્ત ચોંટાડી રાખશો નહીં તો જુના રસ્તા ઉપર તમો વળી જશો. એ માટે હું તમોને એક વહેવારૂ દાખલો આપું. તમો 'બાઇસીકલ'પર બેસી જાણો છો? જો નહી જાણતા હોય તો આ નુસખો અતી ફાયદાકારક માલમ પડશે. નવા શીખનારને જે મુશકેલ લાગે છે તે 'બેલન્સ' રાખવાનું છે, પણ તે મુશકેલીનો સબબ એ છે કે તે નવો શીખાઉ પોતે જે રસ્તા ઉપર જવાનો હોય તે પર નહીં જોતાં પોતાના 'ગવરનર' ઉપર જોય છે. તે જે રસ્તા ઉપરથી જવાનો હોય તેની થોડી દુર જોયા કરે તો કુદરતી તેનો હાથ સીધો રહી તેજ રસ્તા ઉપરથી જશે. જો કોઇ 'સાઇક્લીસ્ત' એકાદ પથ્થર ઉપરથી ચાલી જાય છે તો આપણે કહયે છિયે, "આંધળો છે એને આ

પથ્થર દેખાયો નહીં?" જેઓ આ મુજબ કહે છે તેઓ એક માનસિક કાયદાથી અજ્ઞાન છે. જો એક સામે પથ્થર પડયો હોય અને તમો ઇચ્છો કે તેની બાજુ પરથી જવું, પણ જો તે પથ્થર ઉપર તમારી નજર ઠેડવેળી રાખશો તો તમારી ઇચ્છા ઉપરાંત તમો તે પથ્થર ઉપરથી ચાલી જશો. તેથીજ હું કહું છું કે તમારી નજર જુના માર્ગ ઉપર પડવા દેતા ના અને તે વિસરી જજો.

(૩) તમારા નવા બનાવેલા રસ્તા ઉપરથી જેટલી વખત બને તેટલી વખત પસાર થજો અને તે માટે તક જોવા કરતાં તમો પોતેજ નવી તકો ઉભી કરજો. જેટલો તમો તેને વાપડશો તેટલો તે વધુ સેહલ અને સખ્ખત બનશે, તેથી શરૂઆતથીજ તે ઉપરથી ઘડી ઘડી જવા માટેનો વિચાર કરી રાખી તકો શોધતા રેહેજો.

(૪) તમારા જુના રસ્તા ઉપરથી આવવા-જવાની લાલચની સામે થજો, અને જેટલી વખત તમો સાંમે થશો તેટલા તમો મજબુત થશો અને તમોને ઓછી મુશકેલી લાગશે. જો તમો લાલચને વશ થશો તો તેને વશ થવાની તમારી કમતાકાતી વધતી જશે. યાદ રાખજો કે શરૂઆતમાંજ તમોને કુસતી ખેલવી પડશે, પરંતુ તમારી ઇચ્છા, ઉમેદ, અને મુરાદને મજબુત રાખજો.

(૫) એટલી ચોક્કસ ખાત્રી રાખજો કે તમારો દોરેલો "પ્લાન" બરાબર છે અને તેનો નતીજો પણ સારો છે. એ પછી તમો ફિકર વગર આગળ ધસજો અને શક લઈ આવવાની જગ્યાજ ના રાખતા.

તમારો મુકામ પ્રમાણિક પઇસાની ફતેહ છે તો તે તરફ જવાનો એક પોહોળો, ઉંડો અને સખ્ખત રસ્તો તમારી ટેવ મારફતે બાંધી નાખો !



## પ્રકરણ ૧૫ મું.



### ભલી ચીજ ઉપર હક ધરાવો.

આ જમાનામાં આપણી ઘણી લાંબી ટુંકી વાતો દરમ્યાન આપણે પોતાને માટે કશું ચાહતાજ નથી એવો દાવો કર્યે છિયે અને "મનમાં ભાવે ને મુંડી હલાવે" એવા બેહલી ભગત (!) બન્યે છિયે. તેઓ જોકે જે ચીજને નહીં પસંદ કરવાનો દાવો કરે છે તેનેજ તેઓ ગુપ્ત રીતે વધુ જોરથી વળગી રહી છાનું માનું કામ કાહડી લે છે, છતાં ઉપરથી જુઓ તો ધીક્કાર ને ફિટકાર! હું ત્યારે તેથી ઉલટોજ વિચાર રાખું છું જે આ પ્રકરણમાં તમો સનમુખ રજુ કરવાની રજા લઉં છું.

હું માનું છું કે આ જગતમાં કોઇ પણ એવો આદમી નહીં હશે જેને માટે કોઇ પણ **સારી ચીજ** નહીં પસંદ કરવા જોગ હોય, પછી તે સારી ચીજ પઇસા હોય, નામના હોય યા નેકી હોય! આ બાબદ લખતાં મને ફ્રેંચ તવારિખમાં નોંધાયલો દાખલો યાદ આવે છે જે આપણી બાબદને ઘણી ખુલ્લી રીતે સમજ પાડે છે.

કહેવાય છે કે ફ્રાન્સના નામાંકિત બાદશાહ અને બહાદુર જોદ્ધા **નેપોલ્યન** માટે એક સિપાહ મારતે ઘોડે રૂકકો લઇ જતો હતો. લાંબે છેટેથી પુર ઝડપે આવતાં તે ઘોડો આજેજ થઇ ગયો અને જેવો તે સિપાહ **નેપોલ્યનની** હજુર પાંઉ-પ્યાદો થયો કે ઘોડો ત્યાંજ તુટી પડી મરણ પામ્યો. **નેપોલ્યને** પેલા રૂક્કાનો જવાબ લખ્યો અને પેલા સિપાહને આપતાં ખાસ પોતાના ઘોડા ઉપર સ્વાર થવાનો હુકમ આપ્યો. બાપડો તે સિપાહ ગભરાઇ ગયો, અને જવાબ આપ્યો, "નામવર, મારા જેવા કમીના સિપાહ માટે તે ઘોડો ઘણો કિમતિ છે." **નેપોલ્યને** તેના જવાબમાં આ યાદગાર શબ્દો કહયા "**ફ્રાન્સના ગમે એવા સાધારણ સિપાહ માટે નહીં ધરાવા જેવી કિમતિ ચીજ કોઈ નથી.**" જેવા આ હિમ્મતવાંન શબ્દો ત્યાં ઉભેલાં **નેપોલ્યનના** સીકસ્ત ખાધેલાં લશકરે સમજ્યા કે ઉલટથી તે લશકરે તે શબ્દોને ઉંચકી લીધા અને તેઓમાં એક નવું જોશ અને જોમ ઉમેરાયું. લશકરે ફરી તે હિમ્મતવાંન શબ્દો "**ફ્રાન્સના ગમે એવા સાધારણ સિપાહ માટે નહીં ધરાવા જેવી કિમતિ ચીજ કોઇ નથી**" ના પડઘા કર્યા. પોતાના મહાન ભૂપતીના મત મુજબ, હરએક રીતે તેઓ લાયક માણુસો હતા તેજ વિચારે તેઓએ, આખી દુન્યાની તવારિખ સાથ સરખાવતાં, બેશક અસાધારણ કરી બતાવ્યું છે.

આ ઉપરથી માલમ પડે છે કે **નેપોલિયન** માણસાઇ ખાસ્યત અને 'સાઇકોલોજી' (આત્મતત્વ વિદ્યા)ના કાયદાથી માહીતગાર હતો. જો તમો એક માણસને એમ કહો કે તે એક માખ કરતાં પણ બદતર છે અને તે હરહુત થવાજ સરજાયો છે, અને જો તે તમારા શબ્દો માનશે તો ખાત્રી રાખજો કે તેની જીંદગી એક માખ કરતાં પણ વધુ બદતર થઇ પડશે. તેજ વેળા તેને જણાવો કે તે એક **મહાંન શકિત** (Divine Spark) ધરાવે છે અને દુન્યામાં એવી કોઇ પણ મોટામાં મોટી ચીજ નહીં હશે જેને તે લાયક ન હોય, એવો કોઇ પણ મરતબો નથી જેને તે પુગી ન શકે, અથવા એવું કશું પણ નથી કે તે મેળવી ન શકે—તો એમ કેહતાંજ તે શખ્સ બદલાઇ જશે અને કોઇપણ કામ કરવાને વિલંબ લગાડશે નહીં. "જે પ્રમાણે માણસ વિચારે છે, તેવો તે થાય છે" એ ઇશ્વિરી શિક્ષણ આપણી વ્યવહારિક જીંદગીમાં કેટલું ઉપ્યોગી છે?

તેથીજ હું તમોને કહું છું કે આ દુન્યામાં એવી કોઇપણ **સારી ચીજ** નથી કે જે તમોને લાયક ન હોય;——જાણજો કે તમો એક હોશદાર માણસાઇ શક્તિ છો અને નહીં કે ગરમીના દિવસોના મચ્છર! તેથીજ હું તમોને કહું છું કે તમે

તમારૂં સર ઉંચકીને બાપોકાર જણાવો કે એક **મહાન શકિત જેને** મને પેદા કર્યો છે, **તેની** સાથ હું સંબંધ ધરાઉં છું અને તેથી **તેને** પેદા કીધેલી દરેક ભલી ચીજનો હું હકદાર વાપડનાર છું!

મિત્રો, શું તમોને ખબર નથી કે જેઓ સારી ચીજ મેળવવા કોશેશ કરે છે તેઓને કુદરત મદદ અને પનાહ આપે છે. શું કુદરત દરેક રીતે મજબુત, વિશ્વાસુ, અને સ્વાભિમાની માણસો પેદા કરવા ઇચ્છતી નથી? જુઓ, કે કુદરત પોતાની કિમતી મત્તાને, જેઓ તે તરફ હાથ લંબાવી લેવા તલપે છે, તેઓને આપે છે; જ્યારે બીહતા ધ્રુજતા, ધપકતાં માણસો તે લેવા હરદમ નિષ્ફળ જાય છે. હું માનું છું કે કુદરત "મનમાં ભાવે ને મુંડી હલાવે" એવા શખ્સોને કદી ઉત્તેજન આપતી નથી. મારો કડવો અનુભવ એ છે કે જેઓ ઘરનાં છાપડાં ઉપરથી એમ કહે છે કે હમોને ફલાની ચીજની દરકાર નથી-પસંદ નથી તેઓ તેવું નાશકારક શિક્ષણ લોકોમાં ફેલાવવા ઉપરાંત, જો તમો તે શખ્સોને બારિકીથી તપાસસો, તો નમાનાને બદલે મગરૂર અને બેદરકાર હોવાને બદલે "પાઘડી લે તો ગાભોઆી પાછો ન આપે" એવા ટુકડાચાટુ હોય છે. જે તેઓ પાસ છે તે માત્ર શબ્દો-શબ્દો-શબ્દોજ છે; બાકી

તેઓનું કામ તેથી તદ્દન ઉલટુંજ છે, માટે તેવાં શિક્ષણથી દુર રહેજો અને દુન્યાની દરેક ભલી ચીજ મેળવવાનું ભલું શિક્ષણ પ્રાપ્ત કરજો. અને તેજ વેળા ખાત્રીથી માનજો કે દુન્યાની હરેક ભલી મોટી યા નાની ચીજ દરેક મરદ અને ઓરતને લાયક છે અને તેઓ **તેના પેદા કરનારના હકદાર** વાપડનારાં છે.

શું કુદરત મજબુત વનસ્પતિ, મજબુત જનાવર અને અને મજબુત મનુષ્યો પેદા કરવા મથન કરતી નથી? અહા! કુદરત માણસોને કેવી **જીંદગીથી** ભરપુર પેદા કરે છે જેથી તેઓ પોતાની શક્તિ અને ઇચ્છા વડે તે **મહાંન જીંદગીને** પુરેપુરી પ્રગટ કરવા મથન કરે;——કે જે કરવાથી **એકજ દયાળુ પિતાના** હુકમથી દોડતી "**જીંદગીની નદી**" માં તેઓ ઉલટ અને ઉમંગથી ભાગ લે!!! **શું જીંદગી** નબળાં, દુબળાં, કંગાલ, અને અસુખી જીવડાઓ પેદા કરવા સરજાઈ હશે? અરે, તે તો મજબુત, ઉમરાવી અને સુખી જીવડાઓ પેદા કરવા મથન કરી રહી છે. જો એક છોડવાની તળેથી તેનો ખોરાક છિનવી લેવામાં આવે તો તેની દશા શી થાય? તેમજ જો કુદરત પોતાની ઉંચી શક્તિથી મનુષ્યને બાકાટ રાખતી હોય તો એકજ પળમાં તેની જીંદગી ધુળમાં મળી જાય!

કુદરતની આ સઘળી સચ્ચાઇઓ છતાં આ દુન્યામાં કેટલા બધા જીવડાઓ છે જેઓ આપણને કુદરતની આ મહાંન બક્ષેસનો લાભ લેતાં અટકાવે છે. અરે, અરે, મિત્રો, હું કહું છું કે જે **મહાન શકિત**એ આપણને પેદા કર્યાં છે, **તેને** આપણી મિનોઇ, માનસિક અથવા શારીરિક જીંદગીને ઉંચામાં ઉંચી કરવા માટે દરેક જોઇતી સામગ્રીઓ બનાવી રાખી છે;— દેર માત્ર આપણાં વાપરવાનીજ છે. આપણી મિનોઇ જીંદગી કહો, માનસિક કહો, યા શારીરિક કહો, તેને મહાંન અને મોતેબર બનાવવાની ખાહેશજ પુરવાર કરે છે કે તેમ બનાવાને કેઠે પણ જોગવાઇઓ પડેલી છે; અને તેથી તે ખાહેશને કચડી નાંખવી યા જોગવાઇને હાથથી જવા દેવી એ એક નહીં માફ થઇ શકે એવી ભુલ છે. તમોને જેની ગરજ છે અને જે માટે તમો ભૂખ્યા છો તે તમારે માટે હસ્તી ધરાવે છે; અને તે લેતાં તમો ચોરી કરો છો અથવા કોઇનો હક લુટો છો એવું ઝીનહાર માનતા ના; કારણ દરેક જીવડા માટે તે હસ્તી ધરાવે છે.

દોસ્તો, હરેક ભલી ચીજ ઉપર તમારો દાવો રજુ કરો! તેને હાથથી જવા દયો ના—ધિક્કારો ના—પણ બાપોકાર જણાવો કે તે મારૂંજ છે—હું તે માંગું છું—તેને હું મારા તરફ ખેંચું છું.

દરેક ભલી ચીજ ઉપર તમારો દાવો રજુ કરો!!!



# પ્રકરણ ૧૬ મું અને છેલ્લું.

**"પઈસા ધરાવવા એ વિશ્વાસ ધરાવવા બરાબર છે; પઇસા વગરનો આદમી કંગાલ છે."**

આપણે ગયાં ૧૫ પ્રકરણો દરમ્યાંન પ્રમાણિક પઇસા મેળવવાને લગતા **કાયદા** ઉપર બોલી ચુકયા અને તે **કાયદા** સાથ સમાધાણીથી ચાલવાને કેટલીક તરકીબો રજુ કરી.

આપણે અત્યાર અગાઉ જે બોલી ચુક્યા તે ઘણું વ્યવહારિક, અને જરૂરનું હતું કારણ '**કર્યે**' તે અગાઉ '**જાણવું**' જોઇયે અને '**વાપડયે**' તે અગાઉ '**ધરાવવું**' જોઇયે. પણ આપણે પઈસા ધરાવવા ઉપર કાંઇ બોલ્યા નથી. જો તમે ગયા પ્રકરણોને ધ્યાંનથી વાંચ્યાં હશે અને તેને તમારી જીંદગીમાં અમલમાં મુકવા તૈયાર હશો તો આ છેલ્લું પ્રકરણ સમજવાને તમો તૈયાર છો એમ હું માનું છું.

એક શખ્સ જો આપણે કહી ગયલા સઘળા ગુણો અને શક્તિઓ ધરાવે પરંતુ તે જો જંગલમાં અથવા અરબસ્તાંનના જંગલમાં વસ્તો હોય તો તેને તેવી જગ્યામાં પઇસા કેમ મેળવવા એ વાજબી સવાલ છે. તેજ મુજબ જો એક ધણી પાસ

પઇસાના ડુંગર (?) હોય પણ તેને જો વધારવાની તેનામાં આવડ ન હોય તો થોડાંક વરસમાં મુમકીન છે કે તે સઘળું ગુમાવી નાદારી કોર્ટનો આસરો લે!

હું એક એવા ધણીને ઓળખું છું જે આજે અદેખાઇ કરવા જેવી આબાદ હાલતમાં દિપી નિકળ્યો છે. તે ધણી પેલી કેહવત મુજબ "મોહડાંમાં સુનાનો ચમચો લઇ" જનમ્યો હતો અને એક મોટા વારસાના ધણી થવાની તેની સરજત થઇ પડી. જવાનીનો બહાર, અનુભવની કોટાઇ એટલે તુરત ગાડી-ગાડી, મોજ મજાહ કરી તિજોરીનું તળિયું લાવી નાખ્યું અને છેવટે તે એક પઇસા પઇસાને માટે પણ ઓશિયાળો રહેવા લાગ્યો. થોડાંક વરસ તેને સખત મહેનત કરી દુર પરદેશ જઇ ફરી બેડી ખાવા માંડ્યું, પણ "ભાઇ ક્યાં તો જયાંના ત્યાં" તેમ સખ્ખત મેહનત કરતાં પણ પઇસા સંબંધી તેની હાલત સાંકડી રહી અને તેની તંદોરસ્તી પણ લટડી ગઇ. એક દિવસે તે પોતાનાં ઓફીસ-રૂમમાં અંદેશામાં બેઠો હતો અને પોતાની સરજત કેવી રૂઠી છે તે માટે તે અફસોસ કરતો હતો, કે એક ઝડપી વિચાર તેના મગજમાંથી પસાર થઇ ગયો અને તે ખડો થઇ તેબલ ઉપર જોશમાં મુક્કી મારી બોલી ઉઠયો "હું કરીશ અને ફર કરીશ." તે વીચાર આ હતો, **"માત્ર આ હાથની**

**મેહનતથી હું કદીબી તવંગર અને મારા પિતા જેવો તાલેવંત થઈ શકું નહીં. અને તાલેવંત થવા માટે મારે પઇસાને ઉપયોગમાં લેવાના છે.”**

તે દિવસથી તેને ઓફીસની નોકરી છોડી દીધી અને રેલવેની બંધાતી સડક ઉપર ઘોડા હાંકનાર તરિકે રહયો. **કરકસર**ના ઉમદા કાનૂનથી ૬ મહિનામાં એક ઘોડાની જોડી ખરિદવા જેટલા પઇસા તે જમા કરી શકયો અને એક જોડી ખરીદી અને પોતેજ તેને હાંકતો. **આ રીતે તે પહેલ્લાં સ્વતંત્રતા મેળવી શકયો.** થોડા વખત પછી તે પોતાની જોડીને મારગેજ મુકી એક બીજી જોડી ખરીદી અને એક હાંકનારને રાખ્યો. તે જોડીની કિમત જ્યારે તે ભરપાઇ કરી શકયો કે બે વધુ જોડી આગલી જોડીઓને મારગેજ મુકી વેચાતી લીધી. જ્યારે તેનું પણ મુળ આપી શકયો કે ચાર વધુ જોડી ખરીદ કરી હવે વધુવાર હાંકનાર નહીં પણ નાના કનત્રાકતર તરિકે કામ કરવા લાગ્યો. અને થોડાજ વરસની મુદતમાં તે તાલેવંત થઇ શકયો.

જેમ બીજા પુરૂષોમાં છે તેમ આ ધણીમાં પણ ઉપલી શકિતઓનું બીજ રહ્યું હતું અને તેને જે કર્યું તે તેને ખિલવવાનું કામ હતું. તે મહાન સચ્ચાઇ જે ધણીના મગજમાં આટલા

વરસોની મુદત પછી દાખલ થઇ, તે ફરી સેહજ ફેરફાર કરી મને તમારી સામે રજુ કરવા દો:– **"પોતાની માત્ર હાથની મેહનતથી કદી કોઇ તવંગર થઇ શકયું નથી; અને પઇસા મેળવવાનો એકજ રસ્તો છે તે એ કે ખુદ પઇસાને કામમાં લો!"**

અમેરિકાનો જાણીતો તવંગર જે. ગોલ્ડ (Jay Gould) કહે છે, "એક સો રૂપિયા એક ધરખમ કુંપનીમાં રોકવા એ સો વરસની સામટી કમાઈ બરાબર છે." આ એક અગત્યની સચ્ચાઇ છે જેને ઓળખવા શીખવાની આપણને ગરજ છે અને જે ઉપર આ બાકીના શબ્દો લખી મારી દાકેલી કલમ બાજુ મેળવાની રજા લઇશ. પણ ત્યારે કેટલાક મિત્રો સવાલ કરશે કે, "એક સો રૂપિયાજ હમોએ કયાંથી મેળવવા?" જવાબ એજ કે "બચાવો." હું કહું છું કે કોઈ એવો પણ નાહનામાં નાહનો પગાર પાડતો કામદાર કે ધંધાદારી હશે નહીં જે પોતાની **થોડી સગવડ** અને ઘણી કરકસરે એકસો રૂ. પણ બેંકમાં જમા કરી શકે નહીં. મહિનાના ત્રણ રૂ. પણ ખંત અને નિયમથી મુકવા. વળી આ બીજો ઉપાય અજમાવો. એક બંધ દાબડો બનાવો અને તમારી કબાટમાં સામેજ રાખો અને દોઢિયું દમ્મુ તેમાં નાખ્યા જાવ, અને એવો નિયમ રાખો કે બીજાનો

૧૬) આનાનો રૂ. તે તમારો ૧૪ યા ૧૫ આનાનો છે અને તે રકમ ઉંચી મુકયા જાવ, પછી તમો શું એમ કહેશો કે તમારી પાસ રૂ. સો નથી? અને એથી જે બેકિમતિ ગુણો ખીલવશો તે **કરકસર** અને **ધીરજ.**

હવે તે રકમને કોઈ પણ ઘરખમ કુંપનીમાં અનામત રાખવાની જોગવાઈ કરો. પરંતુ કદાચ કોઈ આતુર જવાંન મને પુછશે કે કાંય નહીં હું પણ પેલા જવાન્યાની માફક કાંઈ બીજનેસ કરૂં? એનો જવાબ એજ છે કે તે સઘળું પુછનારની ઉલટ, ઉમંગ, વિશ્વાસ, ધીરજ, હિમ્મત અને કરકસર ઉપર લટકેલુ છે. જો તે આવા ગુણો ધરાવતો હશે તો તે બીજનેશમાં ઝીપલાવશે. નહીં તો તમારો હાલનો ધંધો કર્યા જાવ અને પેલા સો રૂ. ના વ્યાજમાં વધુ ઉમેરી તેનીજ માફક રોકી રાખો.

એટલું ધ્યાન આપજો કે જે કંપનીમાં નાણાં રોકો તે ઘરખમ હોવી જોઇયે. તમો તમારા દોસ્ત કે એજન્ટની લાંબી ટુંકી ઉપર વિશ્વાસ મુકશો નહીં. સુધરેલા મુલકોમાં આ એક અનુભવેલી બિના છે કે પહેલ્લી ટકે જે ધણી યા કુંપની તમોને નાણાં રોકવા કહે—ત્યાંજ રોકવાં ફાયદામંન્દ છે. તે કંપનીના ચલાવનારાઓ કામદાર, ઉદ્યોગી અને નવા સાહસમાં ઝીપલવતા હોય ત્યાં તમારાં નાણાં સલામત સમજજો.

પરંતુ ખુદા ખાતર તમો મોટાં મોટાં હેન્ડબીલો, જાહેર ખબરો અને એજન્ટોની લાંબી ટુંકીથી ખુબ ચેતેલા રહેજો. જેઓ ઉદ્યોગી અને ધરખમ કાંમ બજાવે છે તેને તેવી લાંબી ટુંકી વાતોની કશી ગરજ નથી, અથવા તેને અવકાસ પણ નથી. પરંતુ જ્યાં " આટા તોલ ડીકરી જલની હયે " જેવો રાહઘાટ હોય ત્યાંજ નવા શેકારોને જાલમાં લેવાની હિકમત વાપડવામાં આવે છે. યાદ રાખશો કે જે રેલવે-એનજીન માલથી ભરાયલું હશે તે અવાજ ન કરશે, જયારે ખાલી ઘસડાતુ એન-જીન મોટો અવાજ કરે છે. મેસર્સ તાતાના કાલીમટી ખાતેના આર્યન વર્કસ અને નાગપુર ખાતેની સ્વદેશી મીલના શેરો માટે મોટી જાહેર ખબરો અને હેન્ડબીલો નહી વપડાયાં હતાં પરંતુ તેના પરવરતાવનારા શેઠયાઓની કારસાજી, મેહનત, ઉદ્યોગ અને પ્રમાણિકપણુંજ તેઓની જાહેર ખબર છે.

ગવરમેન્ટ બોન્ડોમાં આપણા નાણાની સલામતી છે પણ ત્યાં નાહનું વ્યાજ મળતું હોવાથી લોકોનો મોટો ભાગ તે તરફ ખેંચાતો નથી. સેવીંગ બેંકો સારૂ વ્યાજ આપે છે, પણ તેમાં નાણાં રોકવામાં તદન સલામતીભર્યું નથી. મોટા શેહરોની મ્યુનીસીપલ બોન્ડ પણ સલામત ઉપરાંત મોટું વ્યાજ આપનારાં હોય છે. રેલવે, ટ્રામ અને જાહેરી ખાતાંમાં નાણાં રોકવા

અગાઉ ખુદ તે શેહર અને તેના ચલાવનારાઓ ઉપર મોટો આધાર રાખવો.

મોરતગેજ મુકાયલી એસટેટોનું પણ ઘણું વ્યાજ આવે છે પણ તે સઘળું તે એસટેટ કયાં આવી છે અને 'સીકયુરીતી' કેવી છે તે ઉપર આધાર રાખે છે. ખાસ કરી એમાં માલેતોજાર અને નાણાંની મોટી રકમ ધરાવતા શખ્સો નાણાં રોકે છે જેથી મોટી ધાસ્તી જેવું રહેતું નથી. એ કિસમે નાણાં રોકવામાં ફાયદો થાય છે પણ તેમ તેમાં વધારે ધાસ્તી સમાઇછે.

મીલો, ફૅકતરીઓ જેવાં ખાતાંમાં રોકવા અગાઉ દેશની વેપાર સંબંધી હાલત, પરદેશી આયાતની સ્થિતિ, તે માટે કાયદા કેવા છે, હરિફાઇ કેવી છે તે ઉપર ધ્યાન દોડાવી એક યા બીજી તર ચુકાદો આપવો જોઇયે છે. એમાં બહુ ધાસ્તી સમાઇ છે માટે વધુ સાવચેત રહેવાની ગરજ છે. ખોડકામ અને ખાણ (mine) વિગેરેમાં ઘણીક વાર "સુન્નાની ચલ્લી" હાથમાં આવે છે પણ તેમાં પણ સાવચેતીની મોટી જરૂર છે. તે માટે તે ખાંણ શાની છે, તેના હરિફો કેટલા છે, આપણા દેશ સાથ કે પારકા દેશોમાં લડાઇ ચાલે છે કે નહીં તે ઉપરથી તેની સલામતીનું તોલ કરવું ઠીક છે. જયારે રશીયા અને જાપાન વચ્ચે યુદ્ધ જામ્યું કે રસ્યાની મેંગનીઝની ખાણો કામ કરતી અટકી ગઇ

જેથી હિંન્દના મધ્ય પ્રદેશની ખાણોમાં મોટો ઉછાળો થયો માટે એવી બારિકીઓ ધ્યાનમાં લેવી ઘટારત છે.

એકજ કંપનીમાં સઘળાં નાણાં રોકવાં વખત આવવે ફાયદો કરતાં નુકસાંનમાં વધુ ઉતારે છે માટે ઘણી કંપનીઓમાં થોડાં થોડાં નાણાં રોકેલાં હોવાથી મોટી નુકસાંનીમાં જવું પડતું નથી.

એ સઘળાં કરતાં ઘણીજ અગત્યની, ધ્યાન પુગાડવા જોગ અને લક્ષમાં રાખવા લાયક બાબદ એજ છે કે તમો કોણી સાથ કાંમ પાડો છો તેની પકકે પાયે ખાત્રી કરો. એવાં એવાં ઘણાં નાહનાં પણ ગુપચુપ કામ કરયાં જનારાં ખાતાંઓ છે જ્યાં નાહની પુંજીવાળાઓને માટે આશિષ લાયક કાંમ કરે છે પરંતુ તમો મોટી મોટી જાહેર ખબરોથી લલચાઇ વગર વિચારે નાણું રોકી દઇ પાછળથી લાંબા વખત માટે પશ્ચાતાપ કરો છો!

પરંતુ ધારો કે તમારાં વડવાઓનાં પુન આડે ન આવ્યાં અને તે કંપની ભાખડી ગઇ અને તમારાં નાણાં પાણીમાં ગયાં. તમો શું કરશો? જાણજો કે ઘોળાયલાં દુધ ઉપર વિલાપ કરવો ફોકટ છે. એક ગરીબ ઇંગ્રેજ ગામડયો લોથો પોતાની ગામડીયન બાબામાં કહે છે, " Sukees don't Konsist in never makin' mistakes, but in never makin' the same one twict " અર્થઃ-" ભુલ નહી કરવામાં આપણી ફતેહ

સમાઇ નથી પણ તેજ ભુલને ફરી બીજી વેળા નહીં કરવામાં સમાઇ છે." અમેરિકાની હાલની એક બાનુ-કવિ એલા વીલર વીલકોકસ કહે છે:—

'T is easy enough to be pleasant
When life blows by like a song
But the man worth while
Is the man with a smile
When everything goes dead wrong.

**અર્થ**—"એક મધુર ગાયણ માફક વેહતી જીંદગીમાં આનંદમાં રહેવું એ બહુ સહેલું છે. પણ તેજ ખરો લાયક પુરૂષ છે જેનું સઘલું કાંમ તમામ નિષ્ફલ જવા છતાં હસે છે."

તમો જ્યાં પણ નાણાં રોકનાર હો તે કંપનીની કેટલીક બારિકીઓ જાણવાની કોશેશ કરજો. જો તે બારિકીઓ મંદેહ-નજરમાં સમાઇ ન હોય તો એજન્ટ કે કોઇ તેવા શખ્સને પુછી તેહકીક કરજો. એવા ઇરાદાથી હમો "એક નાણાં રોકનારે પુછવા જોઇતા સવાલો" (Investor's Questions) મી૦ ફ્રાનસીસ કુપરની એક નામીચી ચોપડી "Financing an Enterprise" માંથી આપ્યે છિયે.

## એક નાણાં રોકનારે પુછવા જોઈતા સવાલો.

**૧ કંપનીનો સાહસ.**—(૧) આ સાહસનો પાયો મજબુત છે? (૨) એવી સાહસની બીજી કંપનીઓ ફાયદો ઉડાવે છે? (૩) હરિફાઈ કેવી અને કેટલી છે? (૪) બીજી કંપનીઓ કરતાં એમાં શું વધું લાભ સમાયલા છે? (૫) હાલની હાલતમાં એ કંપની ફાયદો ઉઠાવી શકશે?

**૨ બંધારણ.**—(૧) એનું બંધારણ કેવું છે? (૨) થાપણ કેટલી છે? (૩) શું તે પુરતી છે? (૪) શેરો કેવી રીતે ભરવામાં આવે છે? (૫) શેરોની રકમ ક્યારે અને કેમ ભરપાઇ કરવામાં આવે છે? (૬) જુદા જુદા શેરોમાં ખાસ લાભો શું શું સમાયલા છે? (૭) કોઈ પણ શેરો ગેરવેલ્સે અથવા કાંઈ ગડબડ થઇ છે? (૮) શેરોની જમાબંદી ક્યાં અને કેમ થાયછે? (૯) નાહના શેર ભરનારોના હકો ઉપર ત્રાપ પડે એમ છે કે? (૧૦) શેર-ફોર્મમાં કાંઈ અનિયમિત અને નવો કાયદો છે તે શું અને કેવો છે?

**૩ આ સાહસનું બંધારણ (મીલકત સંબંધી.)**

(૧) હકો કેવા કેટલા છે? ૨) તેઓની કીમત શું? (૩) આ હકો કેવી રીતે પાલવામાં આવે છે? )૪) તે સલામત છે?

(૫) તેને કશા પણ રીતે હરકત થાય એમ છે? (૬) વેચતી વેળા તે હકોની કીમત શું થશે?

## કામકાજનું બંધારણ.

(૧) બંધારણ કેવું છે? (૨) તેના પરિણામ શું આવ્યાં છે? (૩) શું શું મુસીબતો વેઠવી પડી છે? (૪) હાલનું કામકાજ કેવું છે? (૫) ચોપડાઓ કેવી હાલતમાં છે?

## નાણા સંબંધી સવાલો.

(૧) હાલમાં નાણાં કેટલાં છે? (૨) કેટલું કરજ વિગેરે છે? (૩) અને તે ભરપાઇ કરવા નાણાં ક્યાંથી મેલવવામાં આવે છે? (૪) નાણા કોણના સ્વાધીનમાં છે અને તેની જામીનગીરી શું? (૫) ચાલુ ખરચ વિગેરે શું છે?

## ૪ કામકાજ ( બોર્ડના સભાસદો )

(૧) બોર્ડના સભાસદો કેટલા છે? (૨) તે સભાસદો કોણ છે? (૩) તેઓની લાયકાત અને આવડ કેટલી? (૪) ખરૂ કામકાજ કરનારા કોણ અને કેવા છે? (૫) કામકાજમાં ભાગ નહીં લેનારા કોણ અને કેવા છે? (૬) મીતીંગોમાં સભાસદો કેમ અને કોણ આવે છે? (૭) ખરૂં કામકાજ કરનારી કમીટી કેવી છે? (૮) આ સભાસદો પોતે કેટલા શેરો ધરાવે છે?

**વહિવટ કરનારાઓ.**

(૧) વહિવટ કરનારાઓ કોણ છે ? (૨) તેઓ અગા ક્યાં કાંમ કરતા હતા ? (૩) તેઓની લાયકાત શું ! (૪) તેઓ સમાધાનીથી કામ કરે છે ? (૫) તેઓના પગાર કેટલા છે (૬) તેઓ પોતે આ કંપની માટે કાંઇ ખાસ ઉલટ ધરાવે છે

**૫ કામકાજની રૂધી.**

(૧) કામકાજની રૂઢી શું છે ? (૨) અને તેવી રૂધી કારણ શું ?

**૬ પરચુટણ.**

(૧) બોન્ડ ઘટટા છે ? (૨) બીજા સાથ મુકાએલો કર શું ફરક છે ? (૩) જુદા જુદા શેરોમાં કેટલા ફાયદા છે ? (૪ ફાયદો કેટલો છે ? (૫) શેરો વેચતી વેળા તેની કિમત ઉપજશે (૬) આ કુંપનીનો આગલો સાહસ શું હતો ? (૭) તે વહિવટ કરનારાઓ આગળ કોણ હતા ? (૮) એવા કોઇ પા કાયદા છે જે પછવાડેથી બંધણ કર્તા થઇ પડે ?

